H. H. Sir Sultan Mohomed Sha Agakhan

G. C. S. I; L. L. D. &c.

ISMAILI HAZAR IMAM.



હીઝ હાઇનેસ સર સુલતાન મોહમદશાહ આગાખાન

જી. સી. એસ. આઇ; એલ. એલ. ડી.

ઇસ્માઇલી હાઝર ઇમામ. (કરાંચી ૧૯૨૨.)

KRISHNA PRESS BOMBAY 2.

# મોટો દશ અવતાર.

રચનાર—સઈયદ ઈમામ શાહ.

(ગુજરાતીમાં) આવૃતી ૨ જી     નકલ ૧૦૦૦

પ્રગટ કરનાર,

મુખી લાલજીભાઈ દેવરાજ.



આ બુક મેનેજર ગુલામહુસેન રાજનભાઈએ ધી ખોજા સીંધી
પ્રીન્ટીંગ પ્રેસ, ૧૩૫ પાલખી મહોલા, મુંબઇ નં ૯ માં
મુખી લાલજીભાઇ દેવરાજ માટે છાપી અને
મુખી લાલજીભાઇ દેવરાજે ધી ખોજા સીંધી
પ્રીં, પ્રેસ ૧૩૫ પાલખી મહોલા, મુંબઇ
નાં ૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૮૦     સને ૧૯૨૩


સાંકળીયું.





અલ્લાહુ તો હાર.

# મોટો દશ અવતાર.

## રચનાર—સઈયદ ઈમામ શાહ.

### શ્રી સતગુર પીર ઈમામ શાહા વાચા.

પીર ઈમામ શાહા દશ અવતાર ભાંખીયા છે હો સામીજી, આદ અહુંકાર નિરીજંન નારાયણ તારે તમે પરવરતંતે, ત્યાં તમે અનત કરોડ જીવ નીસતારંતે હો સામીજી, પછે છત્રીસ જુગ ને ચોરાસી ચોકડી એક ધ્યાન ધરીને બેઠા હો સામી, તારે પુઠે તમે ચાર કલપ તેના સોળ જુગ સીરજંતે હો સામીજી, પેલા જાએલા કલપ માંહે જખ નવાણું કરોડ સીધા હો સામી. (૧)

બીજા ફાએલા કલપ માંહે છપન કરોડ મેગ સીધા હો સામી. (૨) ત્રોજા અરજા કલપ માંહે કીનર બત્રીસ કરોડ સીધા હો સામી. (૩) ત્રીજો કલપ સંપુરણ સમાપ્ત ભવસંતો હો સામી. ચોથા ખલીફા કલપ મધે જુગ ચાર પરતંતે હો સામીજી, પછે શ્રી મછ રૂપ અવતાર ધારજંતે હો સામીજી, પ્રગટ દશ અવતાર ધારજંતે હો સામીજી, જુગ ચાર માંહે તેત્રીસ કરોડ દેવતા સીધા હો સામીજી, અનત ભગતને કારણે દશ અવતાર ધારજંતે હો સામીજી. (૪)

### શ્રી સતગુર બ્રહ્મા પીર ઈમામ શાહા હો વાચા.

શ્રી સતગુર પીર ઇમામ શાહા વાંચા સાચીરે સાચ, એવી ગુરજીએ બોલી
છે વાંચ. ૧
પ્રથમ જ્યારે હોતા ધંધુકાર, જ્યારે આદ વીષ્ણુ આધાર. ૨
ત્યારે આદ ઉણીઆદ થકી હોતા દેવ, તેનું કોઇ ન જાણે ભેવ. ૩
ત્યારે આદ ઉણીઆદથી ખલકીઆ નુર, તેના બ્રહ્મા સતગુર નુર. ૪
તે નુર સતગુર ઇમામ થકી સરવે મંડાણ, તે લખ ચોરાસી સરજ્યા ચારે હી ખાણ. ૫
પ્રથમ આઠ લાખ ફરસુજ કરીઆ, તેમાં અનત કરોડીયું જીવ ઉધરીયં. ૬
કલુપ ચારનું માંડ્યું મંડાણ, તેમાં જખ મેગ કીનર તેત્રીસ કરોડ દેવ સીધા
નિરવાણ. ૭

ત્યારે રૂપ હરીના અગમ અવતારેજ વરતીયો જાણુ, પછી જુગ ચારનું માંડયું મંડાણુ. ૮

ત્યારે સેષ્ટ સંજોગ હરીએ આરંભજ કરીઓ, ત્યારે બ્રહ્માજીને પેટે સંખો અવતરીઓ. ૯

ત્યારે વરતીયા જોતક બ્રહ્માજી કરે વીચાર, ભાઈ એણે પુત્રથી વિણાસ હોવે નીરધાર. ૧૦

ત્યારે એક દીન બ્રહ્માજી ચીંતા માંહે ભયો, ત્યારે વેદ ચાર સંખો લઇ ગયો. ૧૧

ત્યારે ગુર બ્રહ્માજી એવો મનમાં ધરીયો, જે પુત્ર હોઇ એવો કોઇ ન કરીયો. ૧૨

ત્યારે ગયા વેદ બ્રહ્માજી કરે પુકાર, ત્યારે હરી પાસે દોડી ગયા તતકાર. ૧૩

વેદ વિનીઆ હુઆ અંધકાર, સામીજી સંખો લઈ ગયો વેદજ ચાર. ૧૪

જયારે વેદ ચાર સંખો લઈ ગયો, ત્યારે ગુર બ્રહ્માજી ચિંતા માંહે ભયો. ૧૫

ત્યારે સુણી વચન હરીએ કરયો વીચાર, વેદ કારણે હરિએ લીધો અવતાર. ૧૬

જયારે દેવનું પ્રથમ મછ રૂપજ ભયો, ત્યારે ગુર બ્રહ્માના વેદ ચાર તે સંખો લઈ ગયો. ૧૭

ત્યારે ગુર બ્રહ્માજીએ હરીને જાઇ શું કહીયો, સામી વેદ ચાર તો સંખો લઇ ગયો. ૧૮

ત્યારે એવો વચન સુણી પુઠે થયા મોરાર, ત્યારે સંખો જઇ પેઠો પાતાલ મીંજાર. ૧૯

ત્યારે પાતાલમાં સંખો ગયો, તે રખી કરણીકસરની સભામાં જાઇ રહીયો. ૨૦

ત્યારે ગાંધ્રવ ખેલ કરતો ગયો, તે કારણ હરી પુંઠે થયો. ૨૧

ત્યારે મરદંગ નાદ વજાડીઓ શ્રી હરી, ત્યારે દેવે ત્રન ભવનમાં ગર્જના કરી. ૨૨

ત્યારે હરી વચને સંખાસર નાસી ગીયો, તે જાઇ માતા ધરતી પાસે રોયો. ૨૩

તમે સુણો હો ધરતી માતા હું તમને કહું, તમે કહો તો હું તમ પાસે રહું. ૨૪

માતા તમ શરણે આવીઓ તે રાખો લાજ, પણ શ્રી હરી પુઠે આવે છે મારે કાજ. ૨૫

ત્યારે કહે ધરતી માતા સુણ સંખાસર હું કહું એમ, તમે શ્રી હરીના વેદ લાવીઆ કેમ. ૨૬

એ માતાજી મેં દીઠા વેદ સંસારમાં પ્રકાશ, તે હું હરી લાવીઓ છું ગુર બ્રહ્માજીના પાસ. ૨૭

ત્યારે એવા વચન દઈત ધરતી માતાસું કહીઆ સહી, જો તમો મુજને રાખો તો વેદ આલું નહી. ૨૮

જયારે તે દઈતને ધરતી માતા છુપાવી ધરે, ત્યારે પુઠે શ્રી હરી આવી સંચરે. ૨૯

ત્યારે ધરતી માતા બોલીઆ એમ, કહું શ્રી હરી તમે આવીઆ છો કેમ. ૩૦

તું સુણરે ધરતી હું કહું તમને ભેદ, કે સંખો દાણવ હરી લાવીયો છે
ગુર બ્રહ્માજીના વેદ. ૩૧
જો ધરતી તમે અમને આલો ભેદ, તો હું મારૂં દઈતને વારૂં વેદ. ૩૨
તમે સુણો હો નારાયણ હું તમસું કહું, પણ આવીયો સરણ તે કાઢી કેમ દઉં. ૩૩
જો ધરતી તું દઈત કાઢી દીયો મોએ, તો મન વાચીતા ફલ આલું તોએ. ૩૪
ત્યારે ત્યાં ધરતીએ કોલ લીધો કર ધરી, જે સામીજી અમને વરો શ્રી હરી. ૩૫
હો ધરતી અમારે આગલ અનત અનત કરોડીઉં દેવ તારવા સહી, તે ભગ-
તુંને કારણ દશ અવતાર ધરશું સહી. ૩૬
ત્યારે સરવે આદ ઉણીયાદના દેવ એકઠાજ થાએ. તે કમાઈ કરી મીલસે આએ. ૩૭
જ્યારે અનત કરોડી આવે અમારે પાસ, ત્યારે ધરતી અમો તારો કોલ પારસું
અને પુરસું આસ. ૩૮
જ્યારે ચાર જુગને દશ અવતાર પુરા થાય, ત્યારે ધરતી હું પુરીશ તારી
ઈચ્છાય. ૩૯
જ્યારે એવો વચન શ્રી નારાયણ દેવે ધરતીસું કહીયો, ત્યારે નાઠો દઈત તે
શેશનાગના પાતાલમાં ગયો. ૪૦
જ્યારે સેશનાગના પાતાલમાં ગીયો, ત્યારે ગાંધ્રવ ખેલ કરતો ભયો. ૪૧
ત્યારે તે કારણ શ્રી હરી સાથે ગયો, ત્યારે મરદંગ નાદ વજાડીને ગર્જના કરીયો. ૪૨
ત્યારે દેવે ત્રણ ભવનમાં ગર્જના કરી, ત્યારે હરીને ચલત્રે સંખાસર નાઠો ફીરી. ૪૩
ત્યારે એક માતા પુત્ર બેઠા હતા જ્યાં, ત્યારે સંખાસર જાઈ રહયો છે ત્યાં. ૪૪
ત્યારે માતા પુત્ર બોલીયા છે સહી, આ નારાયણ દેવનું ચોર કંઆ રેવાએ નહી. ૪૫
ત્યારે સંખાસર મનમાં ચિંતા કરે, તો પુઠે શ્રી હરી આવી સંચરે. ૪૬
ત્યારે શ્રી હરી બોલીયા છે એહ, સુણો રાણી પુત્ર હું કહું તેહ. ૪૭
જો તમે મુજને આલો દઈતનું ભેદ, તો હું મારી દઈતને વારૂં વેદ. ૪૮
જો સામી તમે આલો કોલ, તો અમે દઈતનું દેખાડું મોલ. ૪૯
ત્યારે સામીજી કહયો જે અમે સાતમું રૂપ ધરસું સહી, તારે અમે તમારી
પ્રોત પાલસું તહીં. ૫૦
ત્યારે હરીના ચલત્રે સંખાસર નાસી ગયો, તે ધમલા ધોરીના પાતાલમાં
જાઈ રહયો. ૫૧
તે ધમલા રાજા રાજ કરે છે જ્યાં, દઈત જાઈ બેઠો છે ત્યાં. ૫૨
ત્યારે દઈત મુખ માંહેથી બોલીયો પ્રકાશ, તમે મુજને રાખો શરણ તમારે પાસ. ૫૩
હું આવીયો ગુર બ્રહ્માના વેદ લઈ આજ, પુઠે હરી આવે છે મારે કાજ. ૫૪
ત્યારે રાજાની રાણી બોલી છે આએ, જે ગુર બ્રહ્માનું ચોર રાખીયો કેમ જાએ. ૫૫
ત્યારે રાજાની રાણી બોલીયા છે આએ, જે શ્રી હરીનું ચોર રાખીયો કેમ જાએ. ૫૬
જ્યારે એવા વચન રાણીએ કહીઆ, ત્યારે પુઠેથી શ્રી હરી આવી સંચરીઆ. ૫૭

જો રાણી તમે કહો દઈતનું ભેદ, તો મારી દઈતને વારૂં વેદ. ૫૮
જો સામી તમે મુજને આલો કોલ, તો દઈતનું દેખાડું મોલ. ૫૯
ત્યારે હરીએ રાણીને કોલ દીધા તહીં, જે માતા કુંતાજી તમારી આઠમા અવતારમાં પ્રીત પાલસું સહી. ૬૦
ત્યારે ત્યાંથી દઈત નાસી ગયો, તે જાઈ વારો તલોતલ પાતાલમાં રહીયો. ૬૧
ત્યારે ત્યાંથી દઈત મુખે બોલીયો વાણ, હું તો ગુર બ્રહ્માના વેદ ચાર લાવીયો નીરવાણ. ૬૨
ત્યારે ત્યાં રાજાના પ્રતીહાર બેઠા જાણ, તે કહે શ્રી નારાયણનું ચોર ઇંઆં કેમ રહે નીરવાણ. ૬૩
જ્યારે એવાં વચન રાજાના પ્રતીહારે કહ્યા, ત્યારે ત્યાં શ્રી નારાયણ દેવ આવી ઉભા રહયા. ૬૪
જો તમે દઈતનું કહો ભેદ, તો મારી દઈતને વારૂં વેદ. ૬૫
જો સામીજી તમે મુજને આલો કોલ, તો હું દેખાડું દઈતનું મોલ. ૬૬
જ્યારે બીજો ત્રેતા જુગ કરસું સહી, ત્યારે પાંચમે છઠે રૂપે કમલાધેન કમલાપતી તમારી પ્રીત પાલસું સહી. ૬૭
ત્યારે એવા વચન સુણીને દઈત નાસી ગયો, તે જાઇને સંખ દેવના પાતાલમાં રહયો. ૬૮
ત્યારે સંખના પાંચ પુત્ર હોતા જેહ. દઇંત સંખાસર તાસું વચન બોલીયો તેહ. ૬૯
ત્યારે હું તો લાવીયો છું ગુર બ્રહ્માના વેદજ ચાર, મુને રાખો સરણ તમો નીરધાર. ૭૦
ત્યારે પાંચે પુત્ર મીલી કહયો વીચાર, જે શ્રી નારાયણ દેવનું ચોર નવ રાખીએ આણે ઠાર. ૭૧
ત્યારે રાજાના પાંચ પુત્ર દઇંતસું વીચાર કરે, ત્યારે શ્રી નારાયણ દેવ પુઠે આવી સંચરે. ૭૨
જો તમે પાંચ પુત્ર મીલીને કહો ભેદ, તો મારી દઇંતને વારૂં વેદ. ૭૩
જો સામીજી તમે અમને આલો કોલ, તો અમો દઈંતનું દેખાડીએ મોલ. ૭૪
ત્યારે નારાયણ દેવે કહ્યું જ્યારે અમો આઠમું રૂપ ધરસું જાઇ, ત્યારે તમારી પાંચ પાંડવની પ્રીત પાલસું સહી. ૭૫
ત્યારે એવા વચન સુણી દઇંત નાસી ગયો, તે જાઇ ગજંદર પાતાલમાં રહીયો. ૭૬
ત્યારે તે ગજંદરનો પુત્ર એક હતો જેહ, દઇંત સંખાસર તાસું મરમ કીધો તેહ. ૭૭
હું તો ગુર બ્રહ્માજીના વેદ લાવીયો છું સહી, જો તમે મુજને સરણ રાખો તો હું વેદ આલું નહીં. ૭૮
એવા વચન સુણી રાજાનો કુંવર બોલીયો સહી, જે ગુર બ્રહ્માજીનો ચોર અમથી રખાશે નહીં. ૭૯

હું તો ગુર બ્રહ્માજીના વેદ હરી આવીશો છું આજ, પણ પુઠે શ્રી હરી આવે છે મારે કાજ. ૮૦
જ્યારે એવા વચન દઇંતે રાજાના પુત્રને કહીઆ છે જાણ, ત્યારે પુઠેથી શ્રી હરી આવીયા નીરવાણ. ૮૧
ત્યારે શ્રી હરી રાજાના પુત્રને કહીયો ભેદ, જો તમે કહો તો મારી દઇંતને વારૂં વેદ. ૮૨
જો સામી તમે અમને આલો કોલ, તો અમે દઇંતનું દેખાડું મોલ. ૮૩
જ્યારે અમે સાતમું રૂપ ધરસું સહી, ત્યારે તમે રાજા હરીચંદ્ર તમારી વાચા પાલસું સહી. ૮૪
ત્યારે એવા વચન સુણી દઇંત નાઠો સહી, તે કોરભ પાતાલમાં પેઠો જઈ. ૮૫
ત્યારે તે કોરભનીઉં પાંચ રાણી હતીઉં જેહ, તે એક મન હરીની સેવા કરતીઉં તેહ. ૮૬
ત્યારે તે સભા માંહે દઇંત સંખાસર ગયો, તે સરવે ભેદ રાજાને કહીયો. ૮૭
જો તમે રાજા મુજને સરણ રાખો સહી, તો ગુર બ્રહ્માજીના વેદ હું આલું નહી. ૮૮
ત્યારે તે રાજાના પુત્ર બોલીઆ એમ, સુણો સંખાસર તમે ગુર બ્રહ્માના વેદ લાવીઆ કેમ. ૮૯
ત્યારે રાજાના પુત્ર હતા ચાર, તાસું દઇંત સંખાસર કહયો સરવે વીચાર. ૯૦
તમે ગુર બ્રહ્માજીના વેદ લાવીઆ છો કેમ, પણ હવે તારી કાયાનું ભંગ થાસે એમ. ૯૧
જ્યારે એવા વચન રાજાના પુત્ર દઇંતને કહે, ત્યારે પુઠેથી શ્રી હરી આવી સંચરે. ૯૨
ત્યારે નારાયણ દેવ રાજાના કુંવરસું કરીયો વીચાર, જે સંખો ગુર બ્રહ્માના વેદ લઇ આવીયો છે ચાર. ૯૩
જો તમે મુજને કહો દઇંતનું ભેદ, તો હું મારી દઇંતને વારૂં વેદ. ૯૪
જો સામી તમે અમને આલો કોલ, તો અમે દઇંતનું દેખાડીએ મોલ. ૯૫
જ્યારે પેલા કરતા જુગમાં અમે રૂપ ધરસું ચાર, ત્યારે ચાર વાર વરદાન પાલસું સાર. ૯૬
અમે મછ કોરભ વારા નરસી રૂપ ધરસું નીરવાણ, તારે તમે રૂખ મુગત ૧, અમરીખ ૨, ધ્રુવ ૩, પએલાજ ૪, આવશો જાણ. ૯૭
ત્યારે એવા વચન સુણી દઇંત નાસી ગયો, તે મછ તલોતલ પાતાળમાં જઇ રહયો. ૯૮
ત્યારે મછ રાજા રાજ કરે છે જ્યાં, દઇંત સંખાસર જાઇ સંચરીયો ત્યાં. ૯૯
ત્યારે સરવે સભા મીલી બેઠી છે જ્યાં, દઇંત સંખાસરે ચારેય વેદ વાંચીયા છે ત્યાં. ૧૦૦

ત્યારે ચારે વેદની વાણી દઈતજ કરે, ત્યાં શ્રી હરી આવી સંચરે. ૧૦૧
ત્યારે રાણી કુંવર મીલી બેઠા છે જ્યાં, ત્યારે દઈત ગયો છે ત્યાં. ૧૦૨
ત્યારે રાણી કુંવર મીલી કરે વીચાર, જે શ્રી હરીનું ચોર નવ રાખીએ જાએ એવુ ઠાર. ૧૦૩
ત્યારે રાણી કુંવર મીલીને બોલીઆ છે એમ, જે તમે ગુરુ બ્રહ્માના વેદ લાવીઆ છો કેમ. ૧૦૪
ત્યારે દઈતિ સંખાસર ત્યાં વીમાસણ કરે, ત્યારે શ્રી હરી ત્યાં આવી સંચરે. ૧૦૫
ત્યારે શ્રી હરી કહે જો દઈતનું ભેદ આલો મુજ, તો મન વાંચા ફલ આલુ તુજ. ૧૦૬
જ્યારે અમે દસમું અવતાર લેસું જ્યાં, ત્યારે જંબુદીપમાં સુરજા રાણી કમલા કુંવર તમારી પ્રીત પાળસું ત્યાં. ૧૦૭
ત્યારે સકળ સભામાં નારાયણ દેવ ગયા, ત્યારે નાઠો દઈત તે સમુદ્ર માંહે જાઈ રયા. ૧૦૮
ત્યારે તેના પુઠે શ્રી નારાયણ દેવ નીસરીઆ, તે સમુદ્ર માંહે જઈ સંચરીઆ. ૧૦૯
ત્યારે શ્રી નારાયણ દેવ મછ રૂપ ધરીને દઈતના કેડે થાય, હારે તું દઈત દુષ્ટી મારા વેદ કીયાં લઈ જાય. ૧૧૦
મેલ મેલરે વેદ નહીંકા હું તુને મારીસ કર ધરી, એમ બોલીઆ શ્રી હરી. ૧૧૧
ત્યાંથી નાઠો દઈત નીરવાણ, તે જઈ પેઠો મહા સમુદ્ર મીંઝાર. ૧૧૨
તે દઈતિ સંખો થઈને સંખદર બેટમાં રહયો, ત્યારે શ્રી નારાયણ દેવ મછ રૂપ ધરી સંખદર બેટમાં ગયો. ૧૧૩
ત્યારે સંખાસર દઈતિ તો જાઈ સંખદર બેટમાં તરે, ત્યારે પુંઠે હરી જાઈને તેનું કાંડુ ગ્રહે. ૧૧૪
તું ભુલો ભુલો રે સંખાસર તું ચારેહી વેદ મારા કીયા કરે, શ્રી નારાયણ દેવ ત્યાં એમ ઓચરે. ૧૧૫
ત્યારે નારાયણ દેવે ત્યાં દઈતિ સંખાસરને મારીઆ, તેનું પેટ ફાડીને વેદ ચારેઇ કાઢીઆ. ૧૧૬
જ્યારે શ્રી હરીએ સંખાસર દઈતિનું પેટ ફાડીને વેદ કાઢીઆ ચાર, ત્યારે સરવે દેવતામાં થયો જય જયકાર. ૧૧૭
ત્યારે શ્રી હરી નારાયણ દેવ દઈત સંખાસરને મારીયો સમુદ્ર માંહે કર ધરી, તે દઈત મારવાને મછ રૂપ ધરીયો શ્રી હરી. ૧૧૮
ત્યારે પાયે લાગી સંખાસરે વીનતી કરી, ત્યારે કહે નારાયણ દેવ તું માંગ માંગ હું ત્રુઠો કહે શ્રી હરી. ૧૧૯
આજ તું માંગ માંગ એમ શ્રી હરીએ કહીઆ, ત્યારે એવા વચન શ્રી હરી ત્યાં બોલીઆ ૧૨૦

ત્યારે દઈત સંખાસર કહે સામી હું મનમાં એવો ધરૂં, જે દસ અવતાર સુધી તમસું જુધજ કરૂં. ૧૨૧
જ્યારે એવા વચન દઈત સંખાસરે કહીઆ, ત્યારે શ્રી નારાયણ દેવ ચીત દઈને રહીઆ. ૧૨૨
જ્યારે મછ રૂપમાં દઈત સંખાસરને મારીઆ, ત્યારે વેદ ચારેઈ વારી ગુર બ્રહ્માજીને આલીઆ. ૧૨૩
મછ રૂપ ધરીયો શ્રી નારાયણ જાણ, તે વેદ કારણે શ્રી સારંગ પ્રાણ. ૧૨૪
ત્યારે પેસી પધારે ને લાવીઆ વેદ, ત્યારે ગુર બ્રહ્માજીને આલીયો મુગતનું ભેદ. ૧૨૫
ત્યારે તે સતગુરજી જુગ માંહે દીવો તમે, દીધી વાચા પાલીએ અમે. ૧૨૬
ત્યારે હણી સંખાસરને કીધા કાજ, શ્રી મછ રૂપ ધરીયો શ્રી મહારાજ. ૧૨૭
ત્યારે કરતા જુગ માંહે હરી અવતરીઆ, પેલા મછ રૂપ પરવરીઆ. ૧૨૮
જ્યારે પેલા મછ રૂપે સંખાસરને મારીયો, ત્યારે ભગત રૂખ મુગતને સવા કરોડસું તારીઓ. ૧૨૯
ત્યારે પછે સંસારમાં પ્રગટ થયા મોરાર, ત્યારે સરવે સંસારે ઓલખીઓ નીરવાણ. ૧૩૦
ત્યારે મછની માતા તો સંખાવતી કહીએ, અને પીતા તો પ્રેમ રૂખ કહીએ. ૧૩૧
ત્યારે ગુર તો માનધાતા જાણ, અને સખતી તો ચંદ્રકા દેવી પ્રમાણ. ૧૩૨
ત્યારે સ્વસ્થાન તો હંસપુર નગરી જાણ, ખેત્ર તો દુઆરા મતી પ્રમાણ. ૧૩૩
નરે દારીયો દાણવ તો સંખાસર જાણ, ત્યારે ભગત રૂખ મુગતને ઉગારીઓ નીરવાણ. ૧૩૪
ત્યારે ચાર લાખને બત્રીસ શહસ્ર શ્રી મછ રૂપે જાણ, ત્યારે રૂગ વેદ હોતા પ્રમાણ. ૧૩૫
ઈયાંથી શ્રી મછ રૂપ સંપુરણ સહી, એવી ગુર બ્રહ્મા પીર ઈમામ શાહા વાણી કહી. ૧૩૬

—:o:—

# અવતાર બીજો.

શ્રી સતગુર બ્રહ્મા હો વાચા સાચી સાચ, એવી ગુરજી બોલીઆ વાચ. ૧
જ્યારે બીજે કારણ રૂપે હરી અવતરીયો, ત્યારે ભાર પૃથ્વીનું તે પુઠે ધરીયો. ૨
ત્યારે પૃથ્વીમાં ભગત જાપ જપે હરીનું જેહ, ત્યારે છાસઠ કરોડસું દઈત વ્યાપક રહે છે તેહ. ૩

ત્યારે દઈત મધુકીટક માંહાં બલીઆ આહે, તે છાસટ કરોડસું મેર પરવત
પર બેઠા જાએ. ૪
ત્યારે દેવે મેર પરવત સમુદ્ર માંહે ધરીઓ જાએ, ત્યારે દઈંત મધુકીટકને
સંગારીઓ ત્યાંએ. ૫
ત્યારે દેવે મેર પરવતનું કીધો છે રવાયો જાણ, ત્યારે વાસંગ નાગનું કીધો
નેતરો નીરવાણ. ૬
જ્યારે વાસંગ નાગને નેતરેસું મરોડીઆ, ત્યારે અનત કરોડીઉં દેવ મીલીઆ. ૭
ત્યારે મેર મથવાને એક મોરેં વીરલોચન દેવજ ભયા, બીજે મોરે તે મહા
બલજ થયા. ૮
જ્યારે મથીઓ મેર માહાવે મનમાં ધરી, ત્યારે રતન ચતુર દસ તે કાઢીઆ
શ્રી હરી. ૯
જ્યારે મથી સમુદ્ર દેવે અમૃત કાઢીઆ જેહ, ત્યારે ચાંદો સુરજ બે પાયા તેહ. ૧૦
ત્યારે ચાંદો સુરજ બોલીઆ જ્યાં, સામીજી તમે દઈંતને અમૃત પાવો
છો કીયાં. ૧૧
ત્યારે બેઠા હતા શયે તે દીઠા જગદીશ, ત્યારે દેખી દઇંતને સામી ચડાવી છે રીસ. ૧૨
ત્યારે દેવે દઇંતને મારી તેનું શીર લીધો ઉતાર, ત્યારે દઇંત મારણેકું લીધો
અવતાર. ૧૩
ત્યાં કોરભ રૂપે હરી અવતાર, ત્યાં મથી સમુદ્ર કાઢીઆ રતન દસ ને ચાર. ૧૪
જ્યારે દેવે મધુકીટકને મારીયો જેણી વાર, પછે સંસારમાં પ્રગટ થયા મોરાર. ૧૫
જ્યારે બીજે કોરભ રૂપે દઇંત મધુકીટકને મારીયો, ત્યારે સવા કરોડસું
ભગત અમરીખને તારીયો. ૧૬
ત્યારે પછે સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સરવે સંસારે ઓલખીયો સાર. ૧૭
ત્યારે શ્રી કોરભની માતા તો કમલાવંતી કહીએ, પીતા તો ત્રીખત કહીએ. ૧૮
ત્યારે ગુર તો એકારખજ જાણ, સખ્તી તો અજીઆ દેવી પ્રમાણ. ૧૯
ત્યારે સ્વસ્થાન તો મનોવર જાણ, ખેત્ર તો બેંસાસર નીરવાણ. ૨૦
ત્યારે નરે દારીયો દાણવ મધુકીટકજ જાણ, ત્યારે ભગત અમરીખને તારીયો
નીરવાણ. ૨૧
ત્યારે ચાર લાખને બત્રીસ સહેસ શ્રી કોરભ રૂપે જાણ, ત્યારે રૂગ વેદ
હોતા પ્રમાણ. ૨૨
ઇયાંથી શ્રી કોરભ રૂપ સંપુરણ સહી, એવી ગુર બ્રહ્મા પીર ઇમામશાહા
વાણી કહી. ૨૩

# અવતાર ત્રીજો.

શ્રી સતગુર બ્રહ્માજી વાચા સાચી સાચ, એવી ગુરજીએ બોલી વાચ. ૧
જ્યારે ત્રીજો વારા રૂપ ધરીયો સંભાર, ત્યારે પૃથ્વી રાખી દાઢ વીચ સંસાર. ૨
જ્યારે દેવે પૃથ્વી રાખી દાઢ શ્રી હરી, ત્યારે દેવ વારા રૂપજ ધરીઓ શ્રી હરી. ૩
જ્યારે મોર દાણુવને સાહેબે હણીયો, તે દાણુવ મારવાને શ્રી વારા અવતા-
રજ ધરીયો. ૪
ત્રીજો વારા રૂપ હરી ધરીયો, તે દાણુવ મારણુકું હરી અવતરીયો. ૫
જ્યારે દેવે મોર દાણુવ મારીયો જેણી વાર, પછી સંસારમાં પ્રગટ થયા મોરાર. ૬
જ્યારે ત્રીજા વારા રૂપે દઇંત મોર દાણુવને મારીયો, ત્યારે સવા કરોડસું
ભગત ધ્રુવને તારીયો. ૭
ત્યારે પછી સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સરવે સંસારે ઓલખીયો જાણુ. ૮
વારાની માતા તો પદમાવતી કહીએ, અને પીતા તો દોએલપુર કહીએ. ૯
ત્યારે ગુર તો સેજાનંદ જાણુ, અને સખ્તી તો બહુકાદેવી નીરવાણુ. ૧૦
ત્યારે સ્વરસ્થાન તો બગપુર નગરી જાણુ, ખેત્ર તો માન સરોવર પ્રમાણુ ૧૧
નરે દારીયો દાણુવ મોર દાણુવ જાણુ, ત્યારે ભગત ધ્રુવને તારીઆ નીરવાણુ. ૧૨
ત્યારે ચાર લાખને બત્રીસ સહસ્ર શ્રી વારા રૂપે જાણુ, ત્યારે રૂગ વેદ
હોતા પ્રમાણુ. ૧૩
ત્યારે શ્રી વારા રૂપ સંપુર્ણ સમાપ્ત સહી, એવી પીર ઈમામશાહા વાણી કહી. ૧૪

# અવતાર ચોથો.

શ્રી સતગુર બ્રહ્મા વાચા સાચી સાચ, એવી ગુરજીએ બોલી વાચ. ૧
જ્યારે ચોથો રૂપ કરતા જુગમાંએ હરીએ ધરીયો, ત્યારે દઇંત હરણાકંસ
અંગુષ્ટે ભર તપ કરવા ગયો. ૨
જ્યારે દઇંતે મહા વનમાં તપ સાધીયો જેહ, ત્યારે તેને સંકર દેવે વર
આપીયો તેહ. ૩
જ્યારે વર લઇને ચાલીયો નગર મીંજાર, ત્યારે દઇંત ગુર પાસે જઇ ઉભો તતકાર. ૪
હારે જજમાન તમે માંગીયો છે શું, રખે માંગતા કાંઇ ચુકયો તું. ૫
જે માંગી કાયા દસવાર સહી, તો સામી અમે માંગતા ચુકયો નહી. ૬

હારે ભાઇ તારૂં મોત છે તારા ઘરથી બહાર, તે હું કહું તુંને ત્રોસંજા વેલાથી ઉપજશે કાળ. ૭
ત્યારે દઈંત હરણાકંસ પાછો ફીરી તપ કરવા ગયો, ત્યારે શ્રી નરસીંહ રૂપે શ્રી હરી પ્રગટીયો. ૮
ત્યારે દઇંત હરણાકંસ ક્રોધે થયો ત્યાં, ત્યારે ફરમાની ફીરસ્તો ચાસ રૂપી થઇને ઉડયો છે ત્યાં. ૯
જ્યારે ફરમાની ફીરસ્તો દેવ સભા માંહે જાઇ, ત્યારે ગુરનરને ભગત પએ-લાજ જાઇ લાગા પાએ. ૧૦
ત્યારે દઈંત મહા તપ કરીને ગીરસ્થાને ગયો, તે જાઇ અણ માનેતી સ્રીને ઘરે વાસો રહીયો. ૧૧
ત્યારે ભગત પએલાજ જુગ માંહે આવીઆ ભગતુંને કાજ, તે ભગત દઈંતના ઘરે વાસો રહીયો તેણી કાજ. ૧૨
ત્યારે ભગત પએલાજ શ્રી ગુરનરની વાચા શ્રી નરસીંહની વાચા પારો છેહ, તે દઇંત કારણે માતાના ગીરભમાં બહુ દુઃખ દીઠા તહ. ૧૩
ત્યારે દઇંત હરણાકંસ ભગતને બહુ દુઃખી રાખીઆ છે જેહ, ત્યારે શ્રી હરીએ ભગતને દુઃખ ફેરાવીને સુખી રાખીઆ છે તેહ. ૧૪
જ્યારે ભગત પએલાજના ગર્ભવાસેથી બંધન છુટા છે જેહ, ત્યારે તેની માતાએ બહુ રૂદન કરીઆ છે તેહ. ૧૫
હારે બાઇ આપણા નજર આગલ એ બાળક હીચા વેઠાયેસે નહી, એ બાળ-કને તમે મેલો મહા વનમા જઈ. ૧૬
ત્યારે ભગતને વનમાંહે શ્રી હરીએ ભમર પલંગ ઢાલીએ પોઢાડીઆ છેહ, ત્યાં છત્ર ઢરાવીઆ કામધેન દુધ પાયા તેહ. ૧૭
ત્યારે વનમા સરવે ગોવાલીઆ વીમરસજ કરે, ત્યાં મહારાજ કુલ એક કુંવર અવતારજ ધરે. ૧૮
હારે ભાઇ આપણે સરવે મીલો જાઈએ રાજાને કરીએ જાણ, એ વાંઝીયો રાજા છે તે કુંવરને દેશે માન. ૧૯
ત્યારે સરવે કુંવરનું કરીયો છે જાણ, ત્યારે હરણાકંસ પોતે હણ કલ લઇ આવીયો છે નીરવાણ. ૨૦
ત્યારે તે રાજા આવીયા વન મીંજાર, ત્યાં સામા દલ દીસે છે અપાર. ૨૧
જ્યારે તે દલમાં દીઠા રૂમી હબસી જેહ, ત્યારે હરણાકંસનું દલ ભાગો તેહ. ૨૨
ત્યારે રાજા પોતે પધારીઆ વન મીંજાર, ત્યાં ઘણીક સ્તુતી કરીને લાવોયા બાલ. ૨૩
જ્યારે તે રાજાનો કુંવર પધારીયો વન મીંજાર, ત્યારે સઉને ઘરે ઓછવ મંગળ વરતીઆ ચાર. ૨૪

ત્યારે રાજાને પ્રતીહાર મીલી કરે છે વીચાર, એ રાજા તમે આ બાળકને
મેલો અણુમાનેતી સ્રીને દુઆર, ૨૫
હારે રાજા એ અબલા સ્રીનું ગીર્ભ સુકો હતો જેહ, ત્રીસ દીનથી એ સ્રીને
મહા દુઃખ પડીઓ છે તેહ. ૨૬
ત્યારે ભગત પએલાજ પાંચ વરસનો તે પાટી લઇને ભણવા ગયો, ત્યારે શ્રી
નરસંગનું જાપ જપતો રયો. ૨૭
ત્યારે પંડીત કહે રાજા એ કુંવર મોટો તારો બાલ, જેણે મારી વણશાડી
નીશાળ. ૨૮
હારે રાજા એ કુંવર કરે છે એવા કામ, તે સહુ નીશાળીઆને ભણાવે છે
તારા દુશમનનું નામ. ૨૯
હારે રાજા તમે એ કુંવરને શું દીઓ છો માન, પણ તે સોનું શું પેરીએ
જેથી ત્રુટે કાન. ૩૦
ત્યારે દઇંતે કુંવરને સમુદ્ર માંહે ડુબાવીયો, ત્યારે ત્યાંથી ભગત પએલાજને
હરીએ ઉગારીયો. ૩૧
ત્યારે વરી દઇંતે ભગત પએલાજને ચામડા માંએ મઢાવીને ડુંગર ઉપરથી
નખાવીયો જાણ, ત્યારે દેવે અમર ઢોલીઆ ઢસાવીઆ છે નીરવાણ. ૩૨
ત્યારે પછે પએલાજની માતા કહે કુંવર પાંચ દાડા પંથ ઢીલડો મેલ, પછે
આપણે સંભારસું સામીને આપણે વેલ. ૩૩
ત્યારે ભગત પએલાજ માતાસું વચન બોલીઆ છે જ્યાં, એ માતાજી શ્રી
નરસંગજી બેઠા છે ઇયાં. ૩૪
ત્યારે ભગત પએલાજને દઇંતે હસ્તી આગલ નખાવીઆ છે જ્યાં, ત્યારે હસ્તી
પ્રેણામ કરી પાછા વલીઆ ત્યાં. ૩૫
જ્યારે દઇંતે ભગત પએલાજને ઘાણી માએ પીલાવીઓ છે જેહ, ત્યારે લાઠ
ભાંગી કટકા નવ થયા છે તેહ. ૩૬
ત્યારે દઇંત હરણાકંસ દેવલ દેવસ્થાન પુજે છે જ્યાં, ત્યારે એક રાત ભગત
પહેલાજને રાખીયો છે ત્યાં. ૩૭
ત્યારે ભગત પહેલાજને અતરીખ ઉતરીઆ છે જેહ, ત્યારે દેવલ દેરાના હાથ,
પગ મોં નાક છેદાય છે તેહ. ૩૮
ત્યારે દઇંત હરણાકંસ મનમાં કોપીયો છે જેહ, હવે આ કુંવરને હોલીમાં
લગાડીને બારૂં તેહ. ૩૯
જ્યારે દઇંતે હોરી લગાડી મોટી જાણ, ત્યારે શ્રી નરસંગ પ્રગટ બ્રાહ્મણ
થઇને આવીયો તતકાર. ૪૦
ત્યારે દેવે અનામત હોરીને સુત્ર વીટીયો જેહ, એ અગની તે મારા ભગતને
અનામત રાખજો એહ. ૪૧

ત્યારે પહેલાજની માતા રૂદન કરે છે જાઈ, ત્યારે શ્રી નરસી બ્રાહ્મણ રૂપે કહે છે એ બાઈ તારા કુંવરને દેવ રાખશે સહી. ૪૨

ત્યારે પએલાજની માતા હોરી વધાવે છે આપ, તમે દેવ સહુને ત્રુઠજો સાથ. ૪૩

ત્યારે ભગત પએલાજને હોરી માંહે નહી લાગી આંચ, એવી નરસી બ્રાહ્મણ રૂપે બોલીઆ વાંચ. ૪૪

ત્યારે દઈતે લોહનું થંભ લગાડીયો તતકાર, ત્યારે કુંવર પહેલાજને લાવીયા તેણે ઠાર. ૪૫

ત્યારે દઈત હરણાકંસ બોલીયો છે ત્યાં, એ પહેલાજ તારો નરસી છે કીયાં. ૪૬

ત્યારે કુંવર પહેલાજ કહે મારો નરસી છે થંભજ માંહે, તે હવે મારી વારે થાએ. ૪૭

ત્યારે પહેલાજને થંભસુ બાંધવા લાગા જેણી વાર, કુંવર પહેલાજ ત્યાં મનમાં લરજીયો અપાર. ૪૮

ત્યારે ભગત પહેલાજ મનમાં અંદેશો કરે, ત્યારે થંભ ઉપર આવી કીડી સંચરે. ૪૯

ત્યારે ભગત પહેલાજને આવીયો વીશ્વાસ, ત્યારે ભગત પહેલાજે શ્રી નરસંગ ભણી થંભને ભરી બાથ. ૫૦

ત્યારે થંભ ફુટો તેણીવાર, ત્યારે પ્રગટ થયા દેવ મુરાર. ૫૧

ત્યારે ભગત પહેલાજને કારણે ચોથો રૂપ શ્રી નરસી ભયો, ત્યારે થંભ ફોડી દેવ પ્રગટ થયો. ૫૨

ત્યારે થંભ ફોડી પ્રગટીયા શ્રી નરસી રાએ, તેને ભગત પહેલાજ જાઇ લાગા પાએ. ૫૩

ત્યારે શ્રી નરસી ત્રુઠા તે ભગતને કાજ, તેને દેવે આલીયો વઇકુંઠમાં અવીચલ રાજ. ૫૪

ત્યારે દેખી દઈતને મહા કોપીઆ શ્રી હરી, તેને દેવે ધરીયો મહા બલ યુદ્ધજ કરી. ૫૫

હારે દુષ્ટી તે એશું કીધું, જે મારા ભગતને શું કારણ દુઃખજ દીધું. ૫૬

ત્યારે દઈત કહે દીવસ રાત મારૂં મોત નહી, મુને સ્રી પુરૂષ ન મારે કોઈ. ૫૭

ત્યારે દઇંત કહે હું નહી મરૂં ઘરમાંએ નહી બહાર, નહી મરૂં ધરતી નહી આકાસ મોંજાર. ૫૮

હું લોઢે લાકડે લીલે સુકે નહી મરૂં મુને છે આધાર, શ્રી શંકરે કહીયો તે અમર છે મારો વીચાર. ૫૯

એસો વર મુને શ્રી શંકરે આલીયો એ શ્રી હરી, તો મુને મારસો કેમજ કરી. ૬૦

જ્યારેં ત્રીસંજા વેલાજ થાએ, ત્યારે શ્રી હરી બેઠા માંડી પાએ. ૬૧

ત્યારે શ્રી હરીએ રૂપ પ્રકાશીયો એહ, ત્યારે દેવે ઉદર નખેસું વીદારીયો છે તેહ. ૬૨

ત્યારે શ્રી નરસીએ દઈંત હરણાકંસ મારીયો નેવા હેઠ, તેને બહુ વાંકા નખ વાયા પેટ. ૬૩

જ્યારે દેવે મારીયો હરણાકંસ નીકધજ કીધો, ત્યારે દઈત અરધે કુંભ ઓ નરસી
રૂપજ લીયો. ૬૪

ત્યાં દેવે નખેસું મારીને પેટજ ફાડીઆ, ત્યારે કરોડ પાંચે સું પહે-
લાજને તારીઆ. ૬૫

ત્યારે દઈતને રગતે નાહીઆ છે સરવે દેવ, ત્યારે ભગતુને ઘરે મંગળ વર-
તીયા છે તતખેવ. ૬૬

જ્યારે ચોથો રૂપ હરી નરસંગ રૂપે અવતાર, ત્યારે હરીએ ભગત પહેલાજનું
કીધો ઉદ્ધાર. ૬૭

જ્યારે દઈત હરણાકંસ શાહા મારીયો જેણીવાર, ભગતને વર આલી પછે
સંસારમાં પ્રગટ થયા મોરાર. ૬૮

ત્યારે કરતા જુગ માંહે હરીએ રૂપજ ધરીઆ, ત્યારે ચાર દાણવ દેવે મારી
એણી પેરે રાજા પહેલાજને તારીઆ. ૬૯

ત્યારે ભગત પહેલાજે સતપંથજ ધીઆયા છે જ્યાં, અને સરવે લોકે નીંદા
કીધી છે ત્યાં. ૭૦

ત્યારે ભગત પહેલાજને લઈ દઈતે થંભસું બાંધીયા જ્યાં, તો પુઠ ન ફેરાવી છે ત્યાં. ૭૧

જ્યારે કરતા જુગમાં ગુર બ્રહ્મા પંદર કરોડ નીમીઆ સહી, તેમાં પાંચ કરોડ
તે સનમુખ રહી. ૭૨

જ્યારે ભગત પહેલાજને કષ્ટ પડી છે જ્યાં, ત્યારે પાંચ કરોડ ડુંઢી ગયા છે ત્યાં. ૭૩

જે કરતા જુગ માંહે ગુર બ્રહ્માના ઘરે પંદર કરોડ નીમીયા, તેમાંથી પાંચ
કરોડ સાચા જાણ;

પાંચે વીશ્વાસ ઓછા આણ્યો, તે ફીરી ફીરી પડીઆ ચારેઇ ખાણ. ૭૪

તે માંહેથી કરોડ પાંચ પરલે ગીઆ, જેણે ગુરનર ઉપર નહી પુરો રાખીયો નેહ,
તે જાણી કરી ભુલા ગાફલ, દોજકે ગીઆ છે તેહ. ૭૫

ત્યારે ભગત પહેલાજ સતગુર પુરા સીરેવીયા, અને ગુરનરની પુરી પ્રમાણી વાંચ;
તે પાંચ કરોડસું દેવ નીપના, તેની જુગ માંહે ચાલી સાચી સાંખ. ૭૬

તો મુનીવરભાઈ આજ એસા સતપંથ ધીઆઈએ, જેસા ધીઆયા રાજા પહેલાજ;
તેણે સગાં સાવગા કીધા કારમા, તેની સામીએ એક ખણમાં રાખી લાજ. ૭૭

તો મુનીવરભાઇ ભગત પહેલાજે સતજ રાખીઓ, તેણે આ ગુરનર ઉપર
આણીઓ નેહ;

જો જીવ ટુક ટુક કરીઆ, તોહે ન છાંડીઆ ગુરનરસું નેહ. ૭૮

ત્યારે કરતા જુગમાં ચાર રૂપ હરીએ ધરીઆ, ત્યારે ચાર દાણવ દેવે
આપે સંગારીઆ. ૭૯

જ્યારે નરસીં રૂપ કીધું છે કામ, ત્યારે મારો દઈતને ફીરાવીયું ઠામ. ૮૦

ત્યારે હેવે હરણાકંસને મારીયો જેણીવાર, ત્યારે સંસારમા પ્રગટ થયા મુરાર. ૮૧
જ્યારે સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સરવે સંસાર ઓલખીઓ જાણ. ૮૨
ત્યારે શ્રી નરસીની માતા તો ચંદ્રાવતી કહીએ, પીતા તો હરીતક કહીએ. ૮૩
ત્યારે ગુર તો અમર તેજ જાણ, સખ્તી તો સમેઆ દેવી પ્રમાણ. ૮૪
ત્યારે સ્વસ્થાન તો કાશમીર મંડણ જાણ, ખેત્ર તો મુલતાન નગરી પ્રમાણ. ૮૫
નરે દારીયો દાણવ હરણાકંસ જાણ, ત્યારે ભગત પહેલાજને તારીઆ નીરવાણ. ૮૬
ત્યારે ચાર લાખને બત્રીસ સહસ્ર નરસી રૂપે જાણ, ત્યારે રૂગ વેદ હોતા પ્રમાણ. ૮૭
ત્યારે સતર લાખને અઠાવીસ સહસ્ર જુગ કરતાનું પ્રમાણ, ત્યારે ભગત પહે-
લાજ પામીયા અમરાપુરી ઠામ. ૮૮
ત્યારે તેતો ગુપ્ત પંથ આરાધીઆ જાણ,તેણે અમરાપુરીનું ઠામ પામીઆ નીરવાણ. ૮૯
બાદ ઇઆં થકી ચોથો નરસી રૂપ સંપુર્ણ ભવસતો સાચ, એવી ગુર ઇમામ
શાહા બોલી વાચ. ૯૦

# અવતાર પાંચમો.

શ્રી સતગુર બ્રહ્મા વાચા સાચીરે સાચ, એવી ગુરજીએ બોલી છે વાચ. ૧
જ્યારે બીજા ત્રેતા જુગની સાચી સાંખ જેહ, ત્યારે જુગ માંહે આવીઆ
ગુર વીજેસઠણ બ્યાસજ તેહ. ૨
ત્યારે એ જુગ માંહે દઇંત બલ રાજા હોઇ અવતરીયો, તે છાસઠ કરોડ દઇંત
સાથે પરવરીયો. ૩
જે જુગ માંહે બલ રાજા એક છત્રે રાજ કરીયો નીરવાણ, તે દઇંતનું ગુર
વાંચે વેદ પુરાણ. ૪
ત્યારે ગુરને બલ રાજા જઇ પુછીયો વીચાર, કહો ગુરજી નારાયણ દેવસું યુદ્ધ
કરતા નહી આવીએ હાર. ૫
તો ગુરજી અમને જોતક જોઇને કહો ભેવ, જેમ તમે કહેશો તેમ કરસું દેવ. ૬
ત્યારે તેના ગુરે કહીયો તું વચન સાંભલ અમ તણો, હવે તમે જગનદાન માંડો ઘણો. ૭
ત્યારે બલ રાજાએ ગુરના એવા વચનજ લીઆ, ત્યારે જગનદાનના વરતજ લીઆ. ૮
ત્યારે જે કોઇ જાચક જાચવા આવે બલને તાહે, તેને બહુ અન આપે અને
સોવનની ગાહે. ૯
ત્યારે બલ રાજાના મનમાં ચીંતા ભઇ,જે હવે અમે જગનનો આરંભ માંડયો સહી. ૧૦
ત્યારે બલ રાજા વીપ્ર તેડાવીઆ બહુ વેદવંતા જાણ, તેણે બહુ હોમ જગન
માંડીયો તેણે પ્રમાણ. ૧૧

ત્યાં હોમ ગીરત અંબરત દુધ કરે જેણે ઠાર, ત્યાં હોમ પ્રમાણે પોંચે બહુ સાધન સાર. ૧૨

ત્યાં મીલીઆ બહુ રાજા બ્રાહ્મણ ખત્રી અપાર, ત્યાં સહુ કોઇ આવી બેઠા જગનને ઠાર. ૧૩

ત્યાં ભણે બ્રાહ્મણ વેદ પુરાણ જગન મધે આહે, તે સરવે ભણી મંતર આંખે જય જયકાર તાંહે. ૧૪

ત્યારે તેની જાલ જઇ લાગી બ્રહ્માંડ, તેના તાપે કંપીઆ ઈંદ્ર ને નવ ખંડ. ૧૫

ત્યારે બલ રાજા એણી પેરે જગન નવસો નવાણું કરીઆ, તેરે દેસ બ્રહ્મસેન રાજાનું એક પ્રતીહાર આવી સંચરીઆ. ૧૬

ભાઇ અમારો રાજા બ્રહ્મસેન અમોને પરઠીયો છે જોએ, તેની એક પુત્રી આપે છે તોએં. ૧૭

ભાઈ રાજા બલ તમે પરણો એ કન્યા છે રૂપવંતી મહા નીરવાણ, તેનું રૂપ જેમ ઉગતો ભાણ. ૧૮

ત્યારે તે મહનું માતો દઇંત જગન માંહેથી ઉઠીયો સહી, તે એ કન્યા રાજા બ્રહ્મસેનને ઘરે પરણવા ગીયો તહી. ૧૯

ત્યારે સરવે દેવ મીલીને શ્રી હરીને કહીયો, સામીજી બલ રાજા તો મહા પાપી થયો. ૨૦

હવે સામીજી તમે કાંહીક છળભેદ કરો શ્રી હરી, તો એ બલ દાણવને ઘરો સંગારી. ૨૧

ત્યારે એવો દેવ રખીસર બોલીઆ જેણીવાર, ત્યારે દેવ વીરદ બ્રાહ્મણ રૂપ લીધો તતકાર. ૨૨

ત્યારે સામીજીએ તેનું સત જોવાને હાથે કરવતી લીધી સંભાર, તે દેવ એક ખણમાં ગીઆ રાજા બ્રહ્મસેનને દુઆર. ૨૩

ત્યાં બહુ મીલી જાન જાચક કરોડા કરોડ, ત્યાં બલ બેઠા મંડપમા જોડા જોડ. ૨૪

ત્યાં સામીજી આસીરવાદ દઇ બ્રાહ્મણ રૂપે ઉભા રહીઆ, ત્યારે સામીને નમસ્કાર રાજા બલે કરીઆ. ૨૫

સામીજી તમે તતખણ આવીઆ તે કોણ સ્નેહ, તો સામીજી મહી પ્રતીહાર હું ને દાનજ દેહ. ૨૬

ત્યારે કહે સામી તમે સાંભલો બલ રાએ આપ, તમે જો દાન આપો તો લઉં તમારે હાથ. ૨૭

ત્યાં બલરાજાને સામીએ જાચીયો ત્યાં વીપર બોલીઆ તતખણા, તો કહો સો હસતી ઘોડા સોવન આલું ઘણા. ૨૮

ત્યારે સામીજી બોલીઆ સાંભલ બલ રાજા તમસું કહું વાત વીચાર, કે અમારે ઘરે નહી સતવંતી નાર. ૨૯

તેની બહુ ઇચ્છા ધરૂં છું તેનું તમને કહું વીચાર, તો તમારી પરણી કન્યા આલો નાર. ૩૦

ત્યારે પ્રતીહાર બોલોઆ સામી નહી મણા, વરી અમારા નગર માંએ
વીપ્ર છે ઘણા. ૩૧

સામીજી એકની કન્યા ચાર તમને પરણાવું સહી, ત્યાં એસી બલ રાજાએ
વાતજ કહી. ૩૨

ત્યારે બોલોઆ સામીજી તમે સુણો બલરાય, હવે મુજથી હાથ વાડા બેઠા નવ જાય. ૩૩

ત્યારે રાજા કહે સામી વરો એ વીવા નાર, તો મહારાજા તમે થાવો ગ્રહસ્થ આચાર. ૩૪

જે તું પરણે છે બાલી સુંદરી, તે મુને આલ એક મનજ કરી. ૩૫

જ્યારે બલ રાજા એસા વચન સુણીઆ તતકાર, ત્યારે તેણે આલી સુંદરી કન્યા નાર. ૩૬

ત્યારે સરવે રાજાના સગા સાજન બલના મુખ સામુ જોય, ભાઈ આવી ધીરજ
તે અવર કોઈથી નહી હોય. ૩૭

ત્યારે શ્રી નારાયણ દેવ હસી કરી બોલીઆ તેણે ઠાએ, ભાઈ હું તો તમારી
ધીરજ જોવા આવીયો છું હો રાએ. ૩૮

ત્યારે હરે તું બલ રાજા મહા સતી મહા સુજાણ, તમે બહુ દાન પુન કરી
કાઢયો નામ. ૩૯

એવા વચન કહી સામીજી ઉઠી જાએ, ત્યાં બલ રાજા પરણીને આવીયો
જગનને ઠાએ. ૪૦

ત્યાં એસો છલ કરી નારાયણ બ્રાહ્મણ રૂપજ ધરીયો, ત્યારે બોલીઆ દઈત
મહા મન મોટા કરીયો. ૪૧

ત્યારે શ્રી નારાયણ દેવે બલને છલવાનો ધરીયો વીચાર, ત્યારે દેવે ધર્યો
પાંચમો વાએમણ રૂપ અવતાર. ૪૨

જ્યારે પાંચમો દેવે ધર્યો વાએમણ રૂપ અવતાર, ત્યારે દેવ જાઈ ઉભા રહીયા
રાજા બલને દુઆર. ૪૩

ત્યારે દેવે ચાર વેદ મુખ માંહેથી કહીયા, ત્યારે નગરના લોક સરવે અચંબે થયા. ૪૪

ત્યારે રાજા બલસું વાત કરે છે પ્રતીહાર જાએ, આપણે દુઆરે એક વિપ્ર
ઉભો છે હો રાએ. ૪૫

તે પીંડત દીસે છે એક મહા સુપાત્ર, તે ચાર વેદની વાણ ભણે છે મુખ પાટ. ૪૬

ત્યારે તે દીસે છે વાએમણ સ્વરૂપ અવતાર, તે સુણો બલ રાજા એસો એક
મહા સુપાત્ર આવીયો છે આપણે દુઆર. ૪૭

ત્યારે સુણી વાત બલ રાજા સનમુખ ચાલીઓ જાએ, ત્યાં એક પ્રતીહાર
સાથ તેડીઓ જાએ. ૪૮

ત્યારે સામીજીએ કરી પ્રણામ બલ ઉભો છે આહે, ત્યાં વીપ્ર બોલીઆ છે
સતજ ભાએ. ૪૯

ત્યારે સુણોરે બલ રાજા તારો જશ નવ ખંડમા હોએ, તે કારણ હું જાચવા
આવ્યો છું તોએ. ૫૦

ત્યારે દેવના વચન સુણી રાજા બલ ઉભોજ રહે, ત્યારે તું ચાલ આગ એમ
બલ રાજા કહે. ૫૧
એ સામીજી જે કાંઇ ઇચ્છા તમારા મનમા હોએ, કહો તો અન વસ્ર આલું તોએ. ૫૨
તમે સુણો હો બલ રાજા અન વસ્રની ઇચ્છા નહી મોએ, જો સામીજી કહો
તો સોવન દાન આલું તોએ. ૫૩
ત્યારે રાજા સોવન તો હું શું કરૂં, કહો તો સામી હસ્તી ઘોડા લઇ આગલ ધરૂં. ૫૪
ત્યારે રાજા હસ્તી ઘોડાસું મારે નહી કાજ, કહો તો સામી આલું પૃથ્વીનું રાજ. ૫૫
ત્યારે રાજા મારે રાજપાટ ભોગવવાનું નથી કોએ, અઉઠ કરમ પૃથ્વી આલો મોએ. ૫૬
ત્યારે બલ રાજા કહે સામી સાંભલ મોરી વાત, કેટલોક છે તમારે સાથ. ૫૭
ત્યારે રાજા ઇઆં લોક કુટમ મારે નથી કોએ, ઇઆં હું એકલો જાચવા
આવીયો છું તોએ. ૫૮
ત્યારે કહે બલ રાજા સુણો સામીજી એ વાત અમજ તણી, ઇઆં બહોત
પૃથ્વી છે મારી ઘણી. ૫૯
જો સામીજી ઇચ્છા તારા મનમા થાએ, તો સામીજી પ્રતીહાર પાસે લીયો જાએ. ૬૦
ત્યારે બોલીઆ વીપ્ર સુણો હો બલ રાએ, અમથી વણમાપી પૃથ્વી કેમ લેવાએ. ૬૧
ત્યારે રાજા તમે ઉધક મેલો મારે હાથ, તો એક મંઢી બાંધી રહું ચતુર માસ. ૬૨
ત્યારે બોલીઆ શુકરાચાર્ય સુણો બલ રાજા વાત, એ વીપ્ર તમને દેસે સહી ઘાત. ૬૩
ત્યારે પ્રતીહાર બોલીઆ તમે સુણો બલ રાએ, એ વિપ્ર નહી એ શ્રી હરી આએ. ૬૪
ત્યારે શુકરાચાર્ય વચન બોલીયો છે આએ, એ વઇકુંઠનાથ આવીયો છે હો રાએ. ૬૫
એતો વાએમણ રૂપ આવે દીસે છે ઇઆં, પણ એતો ત્રન ભુવન સુધી
વાધસે ત્યાં. ૬૬
તેની તું સેવા કર મંનજ મોએ, એ વિપર છલ પાડવા આવીયો છે તોએ. ૬૭
ત્યારે બલ રાજા તું મેલ ઉધક મારે હાથ, એવા છલવાના વચન બોલીઆ નાથ. ૬૮
ત્યારે બલ રાજા ઉધક મેલીયો શુકરાચાર્ય આડો થયો, તેણે ત્યાં ખોઇ નેત-
રને કાંણો ભયો. ૬૯
હું બલ રાજા મેં દીધા છે બહુ દાન, પણ મુજ આગલ શ્રી હરી માંગે છે દાન. ૭૦
ત્યારે બલ બોલીઆ છે મારા જોધા છે સહી, આ વીપ્રને ચાંપી રાખજો તહી. ૭૧
ત્યારે બલ રાજાએ મેલીયો ઉદક વીપ્રે હાથે લીઆ, ત્યારે સામી ધ્રુવ મંડણ
સુધી વાધીઆ. ૭૨
ત્યારે દેવને દઇંત જાઇ ચરણે લાગો છે જ્યાં, તેને સતગુરજીએ ભુતખાનું સોંપીયા. ૭૩
ત્યારે દેવે એસો રૂપ એક ખણુમાં કીધો સહી, તે દેવને ત્રન કરમ પૃથ્વી થઇ. ૭૪
ત્યારે અરધો કરમ પૃથ્વી વીપ્રને દેવી રહી, ત્યારે દેવે દઇંતના મુસ્તકે પગ
દઇને ચાંપીયો સહી. ૭૫

ત્યારે માગે ભામ બલને દેવે કહીયો, સામીજી હું દીવસ સાત પીસણા રહો. ૭૬
ત્યારે એસો વચન બલ બોલશે સહી, ત્યારે સામીજી મહીત્ર કરી તેનું
જગન રદ કીધો જોઈ. ૭૭
ત્યારે પાંચમું રૂપ હરીએ ધરીયો સાર, ત્યાં દઈંત કારણ ધરીયો વાએમણ અવતાર. ૭૮
ત્યારે બલ દાણુવ દેવે મારીયો જેણી વાર, પછે સંસારમાં પ્રગટ થયા મોરાર. ૭૯
તે બલ રાજા બહોત દાન પુન આલીયો, અને બ્રાહ્મણોને દીધી સોવનની ગાંયે;
પણ જ્યારે તેને હરીએ ચાંપીયો, ત્યારે દાન પુન સરવે એરે જાએ. ૮૦
તમે સુણો હો સતી લોક તમને સતગુર કહે, તમે કેટલુંક દાન પુન દેશો
બ્રાહ્મણોને હાથ;
જો રાજા બલ સરીખો ટલી ગીઓ તો તમારી કોણ છે વાત. ૮૧
તમે સુણો સહુ લોક, તેણે ગુર વીજેશઠણ વ્યાસને નહી ઓલખીયા આહે;
તે દાન પુન દીધો છ દરસણને જાએ. ૮૨
પણ આજ તેણેથી કામ ન નીપજે આહે, જેમ ગીરથવા ખેત્રજ ખાએ. ૮૩
જ્યારે પાંચમે વાએમણ સ્વરૂપ માહે દઈત બલ રાજાને મારીયો, ત્યારે ભગત
કમલાધેનને ઉગારીયો. ૮૪
ત્યારે પછે સંસારમાં પ્રગટ થયા મુરાર, ત્યારે સરવે સંસાર ઓલખીયો નીરવાણ. ૮૫
ત્યારે શ્રી વાએમણની માતા લીણાવતી કહીએ, અને પીતા તો કેસવરખ કહીએ. ૮૬
ત્યારે ગુર તો બહુ લોચન જાણ, સખ્તી નો કોએલાદેવી પ્રમાણ. ૮૭
ત્યારે સ્વસ્થાન તો કોએલાપુર પાટણ જાણ, ખેત્ર તો વણથરી જુન ગઢ પ્રમાણ. ૮૮
ત્યારે નરે દારીયો દાણુવ તો દઈંત બલ રાજા જાણ, ત્યારે ભગત કમલાધેન
તારીઆ નીરવાણ. ૮૯
ત્યારે ચાર લાખને બત્રીસ સહસ્ર શ્રો વાએમણ રૂપે જાણ, ત્યારે જુજર વેદ
હોતા પ્રમાણ. ૯૦
ત્યારે શ્રી વાએમણ રૂપે સંપુરણ ભવસતો સાચ, એવી ગુર પીર ઇમામ
શાહા બોલીઆ વાચ. ૯૧

—:o:—

# અવતાર છઠો.

શ્રો સતગુર બ્રહ્મા વાચા સાચી સાચ, એવી ગુરજીએ બોલી વાચ. ૧
જ્યારે છઠું રૂપ ફરસીરામ રૂપ અવતરીયો, ત્યારે ધનકબાણ દેવે હાથે ધરીયો. ૨
તે જુગ માંહે બહુ વ્યાપક ભરપુર, તે સરવે ફરસીરામે મારી કીધા દુર. ૩
ત્યારે દેવે ક્ષત્રી મારી પૃથ્વી નક્ષત્રી કરી, ત્યાં દેવે મહા જોધા હણીઆ શ્રી હરી. ૪

સહસ્રા (૧૦૦૦) અરજણ (હાથ) મહા બલીઆ આહે, તેણથી કોએ જુધ કરીયો નવ જાએ. ૫
ત્યારે તે દઈત મનમાં એસો ધરીયો, જે શ્રી ફુડસીરામ કારણે લોહો પાંજરૂ કરીયો. ૬
ત્યારે દઈત પાંજરૂ લઇને શ્રી નારાયણ દેવને ગોતવા ગયો, ત્યારે શ્રી નારાયણ દેવ કપટ કરી ઘરડો વિપ્ર થયો. ૭
હારે જજમાન તમે માથે પાંજરૂં કેમ લીધો જેહ, તે આગલ તારી પાંચ પેઢી સંધારી છેહ. ૮
હારે સહસ્રા અરજણ જો તું રાજા બલના વંશનું હોએ, તો નારાયણ દેવસું જુધ કરજો સોએ. ૯
તેણે તારી પાંચ પેઢી સંધારી ધરી, એવા વચન બોલીઆ શ્રી હરી. ૧૦
ત્યારે દઈત કહે ગુરજી હું તો તમને પુછું વાત, એ નારાયણ દેવ કેમ આવે મારે હાથ. ૧૧
હારે સામીજી મેંતો લોહ પાંજરૂં કીયો તેને કાજ, હુંતો જીવતો ઝાલી લાવું તેનેરે આજ. ૧૨
હારે જજમાન જો તું કહ્યું અમારૂં માને આજ, તો સહી સરસે તારા કાજ. ૧૩
જો આ પીંજરો તમને પુરો હોએ, તો હરી પ્રમાણે છે તું પેસીને જોએ. ૧૪
ત્યારે ત્યાં દેવે દઈતને માંહે પેસાડીને દીધો દુઆર, ત્યાં દેવે દઈતને સંગારીઓ નીરધાર. ૧૫
ત્યારે દેવે કપટ કરીને દઈતને લોહો પાંજરે દીયો, ત્યાં દઈત મારવાને શ્રી ફુડસીરામ રૂપે અવતરીયો. ૧૬
ત્યાં છઠો હરીએ અવતાર ધરીયો સાર, ત્યાં હરીએ ધરીયો ફુડસીરામ રૂપે અવતાર. ૧૭
જ્યારે સહસ્રા અરજણ દઈત દેવે મારીયો જેણી વાર, પછે સંસારમાં પ્રગટ થયા મુરાર. ૧૮
જ્યારે ફુડસીરામ રૂપે દઈત સહસ્રા અરજણ મારીયો, ત્યારે ત્યાં ભગત કમલાપતીને તારીયો. ૧૯
ત્યારે પછે સંસારમા પ્રગટ થયા મુરાર, ત્યારે પછે સંસારે ઓલખીયો જાણ. ૨૦
ત્યારે શ્રી ફુડસીરામની માતા તો રણુકાવતી કહીએ, અને પીતા તો જવલગણ કહીએ. ૨૧
ગુરતો આકાસ થુંભ જાણ, સખ્તી તો તુજલા ભવાની પ્રમાણ. ૨૨
ત્યારે સ્વસ્થાન તો મુંજપુર નગરી જાણ, ખેત્ર તો કોએલાપુર પાટણ નીરવાણ. ૨૩
ત્યાં નરે હારીયો દાણવ તો સહસ્રા અરજણ જાણ, ત્યારે ભગત કમલાપતીને ઉધારીયો નીરવાણ. ૨૪
ચાર લાખને બત્રીસ સહસ્રા શ્રી ફુડસીરામ રૂપે જાણ, ત્યારે જુજર વેદ હોતા પ્રમાણ. ૨૫

ત્યારે શ્રી ફરસીરામ રૂપ તો સમાસ ભવસતો સાચ, એવી ગુર બ્રહ્મા પીર
ઈમામ શાહા બોલીઆ છે વાચ. ૨૬

## અવતાર સાતમો.

શ્રી સતગુર બ્રહ્મા હો વાચા સાચીરે સાચ, એવી ગુરજી બોલીઆ વાચ. ૧
શ્રી ગુર વીજેસઠણુ બ્યાસ વાચા આહે, ત્યારે શ્રી સાતમા રૂપ અવતરીઆ શાહે. ૨
ત્યારે ત્યાં દઈત રાવણ પ્રગટ થયો, તે નાશ જાલતાઇ વનમાં વણુવાઈ તપ
કરવા ગયો. ૩
ત્યારે ત્યાં વનમાબેસીને તપ કીધો કાજ, તેણે દેવ કને દસ મુસ્તકનું માગી લીધો રાજ. ૪
તો સામીજી હું સેહસ જોધાથી લડું ને મારૂં નીરવાણુ, તો સામીજી હું ન
મરૂં કેને રે બાણુ. ૫
તો મુને એવો વર આલો સહી, તો મુખ માંહેથી કાંઇ બોલું નહી. ૬
તો મુને એવું કહો મારા ગુર, જો કોઇ હાર ન કહે એવું માંગી લેઉં વર. ૭
ત્યારે દઇતે દેવ કને મહા તપ કરીને વર લીધો સહી, ત્યાં દઇતે આવી સરવે
દેવ સભા કવજ કીધા તાંહી. ૮
ત્યારે સરવે દેવ કહે જે ભાઈ વીધાતા લખીયો હતો જેહ, તે દઈતને ઘરે
નવ ગ્રહ સેવા કરે છે તેહ. ૯
ત્યારે દઇતને ઘરે સરવે દેવતા કુદરણા ભરે છે જેહ, તે ઘેર પવન આંગણુ
બોહારે છે તેહ. ૧૦
તે દઇતને ઘરે બારે મેઘ પાણી ભરે છે નીર, તે ઘેર ચાંદો સુરજ સેવા
કરે છે સુધીર. ૧૧
તે દઈતને ઘરે સરવે દેવતા ઉધક લીધો નીરવાણુ, ત્યાં અમે સતગુર આગલ
પામીએ માન. ૧૨
ત્યારે દઈતને ઘરે પનાતી બારણે બાંધી છે જેહ, અને દેવ હુતાસણુ રાંધણુ
રાંધે છે તેહ. ૧૩
તે સરવે દેવતા સતગુર વચને કીધો કાજ, તે દઈતને તપ કરતા દેવે એવો
આલીયો રાજ. ૧૪
આગલ પેલા જુગ માંહે મુખી મેઘ દેવતા છત કીધી છે ત્યાં, તે તે મુખી
વોર લોચન તુજ ઘેર ભગત જન આવીઆ જ્યાં. ૧૫
તે મુખી સરવે જુગ માંહે આવીઆ ભગતુને કાજે સહી, પણ તે મુખીની
દુઆઇએ તપસી સતગુરની આંચ વીના કોઇ સીધા નહી. ૧૬

ત્યારે સુખી વીર લોચન તે રાજા હરીચંદ્રને ઘરને ઉગમણે રહે, તે સુખી વીર
લોચનને ઘરે દેવ સભા ત્યાં ગુપતજ મીલે. ૧૭

ત્યારે દેવ સભામાં વાજંત્ર વજાડે ઢોલ જેહ, ત્યાં જુગત કરીને કલસ થપાવે
ત્યાંથી તારા રાણી કુલ ઉપની તેહ. ૧૮

તે સતીની રાજા હરીચંદ્ર પરખા કીધી છે આહે, તે સતીએ પેરી ચીર
પટોરી ધોતી તાંહે. ૧૯

ત્યારે રાજા હરીચંદ્ર તેડાવીયો પુત્રીનો બાપ, ભાઇ અમે તમારી પુત્રી વરસું આપ. ૨૦
હારે રાજા તમે પરછો જો અમારો મરમ, તમે મીલીઆ ક્ષત્રી તમારો કોણ છે ધરમ. ૨૧
ત્યારે રાજા હરીચંદ્ર બોલીઆ એવો વચન, ભાઇ ક્ષત્રી ઉકરડેથી લીધો રતન. ૨૨
ભાઇ અમે એક નાર જાણી તેને પરણીએ જેહ, તેને અમે પટરાણી કરસું તેહ. ૨૩
તે રાજા પરણીયા તારાદે રાણી નાર, ભાઈ એને ઘર માંહેથી નહી કાડું બહાર. ૨૪

ત્યારે રાણી કહે ગુરજી તમ આગલ ઘણીક સ્તુતી કરી માગું એમ, તો સામી
તમે સરવે દરવાજાના તાડા ભુંગર ભાંગજો તેમ. ૨૫

તે રાણીએ જ્યારે હંસલો રેવત પલાણીયો જ્યાં, ત્યારે સતગુર વચનેથી હઝરત
અંતરીક્ષ ઉતરીઆ ત્યાં. ૨૬

ત્યાં રાજા હરીચંદ્રની રાણી બહુ સેવા કરે આપ, પણ સતગુરની સેવા કરવા
પુત્રી જાવે ઘેર બાપ. ૨૭

તે રાણી ત્યાં દેવ સભા માંહે જાતા કરતા થાલ, પણ તે રાણીને દાસીઉ
સગલીઉં બોલતી આલ. ૨૮

ત્યારે સરવે દાસી મીલી રાજાને જાણ કીધો જે રાણી જાએ બીજે સ્થાન, તો
રાજા તમે એ રાણીને શું દીયો છો માન. ૨૯

તે દાસીને વચને રાજા હરીચંદ્ર સી ચલીત્ર જોવા રાણી સાથે થયા, ત્યાં
હંસલા ઘોડાને પુછડે વલગી રાજા દેવ સભામાં ગયા. ૩૦

ત્યાં સભા માંહે સરવે નાના મોટા શ્રી સતગુરની સેવા કરે છે બાલ, તે રાણીનું
હંસલો ઘોડો વીરોધીને ગત માંહે કરતા થાલ. ૩૧

ત્યારે તે ઘોડાના હાટ ચામ એકઠા મેડીને સરવે ગત સુખી વેનતી કરે સરવે
દેવ, ત્યાં હંસલો ઘોડો બેઠો થાએ સતીને વચને તતખેવ. ૩૨

ત્યાં રાણીને સરવે દેવ રખીસર સરવે બોલાવીને થયા અબલા માત, તે થાલ
ભાણેજને કાજે બાંધી આપીયો સાથ. ૩૩

ત્યારે થાલ રાણી સાથે બાંધીયો અને હંસલો રેવત પલાણીઆ, ત્યારે રાજા
હરીચંદ્ર પાછો ફીરી પુછડે વલગીયો છે ત્યાં. ૩૪

ત્યારે રાણી થાલ લાવીઆ આપણે પેર, ત્યારે રાજા હરીચંદ્ર કહે કે આ
રાણીના જીવની શી થાએસે પેર. ૩૫

રાજા હરીચંદ્રના હાથમા લોહા ખણુંગ ત્યાં રાજા હરીચંદ્ર બોલીઆ આલ,
એ રાણી તું સાચો કહે જે આતે સેનું લાવી છે થાલ. ૩૬
હારે દાસી જો તું બહાર પગ કાઢે તો મુસ્તક વાઢું તેહ, આજ અમે સરવે
દીઠો જે દાસીએ કહયો જેહ. ૩૭
ત્યાં અઢાર વરણ એકઠા મલે છે જેહ, તે મલી જીવ હત્યા કરો છો ઉપગાત તેહ. ૩૮
સામીજી તમે દાસીના વચને શું બોલો છો આલ પંપાલ, તમે ખણુંગ મેલો
અમ અબલા સ્ત્રી ઉપર તમે શું કરો છો પ્રાણ. ૩૯
જ્યારે રાજા હરીચંદ્ર મહા કોપ કરીને ઉઠીઆ, ત્યારે રાણીએ થાલ દેખાડીયા આપ;
જ્યાં સુધી અમને જુઠો કહો છો, તે સરવે મીલીયો છે પાપ. ૪૦
ત્યારે રાણીએ થાલ લાવીઆ રાજા આપ દ્રષ્ટે દેખે જેહ, તે સરવે સતગુર
વચને નીપના રાજા હરીચંદ્ર મહા અચરત થયા તેહ. ૪૧
ત્યારે સતગુર પ્રસાદે ગુગરી મોતીડા ફુલ નીપના જાણ, ત્યારે લાદુડા સતગુરે
કરીઆ બીજોરા નારંગી નીરવાણ. ૪૨
ત્યારે પુરીઉંના થયા છે નાગરવેલના પાન, ત્યારે માંસ નીપનું દ્રાખની જાત. ૪૩
ત્યારે રાજા હરીચંદ્ર મનમાં અચંબે થયા આપ, આતો છે સતની વાત. ૪૪
ત્યારે રાજા હરીચંદ્ર ખણુંગ મેલી ઉભા રહીઆ, હવે રાણી અમને ધરમનું
પરછાવજો મરમ;
કહો તો રાણી અમે આવીએ જો તમે દેખાડો સત ધરમ. ૪૫
એ રાજા તમે તો રાજ કરો છો પણ આ સતપંથ છે ખંડા કેરી ધાર, ખરી
ખોટી બંધ ભાગશે આ સતપંથ આવો છે જે શીરને સાટે ચાલવું નીરધાર. ૪૬
હો રાજાજી તમને રાજ વાલુંને શીંગાસણ વાલું તે સરવે અંદર બાંધી છે આસ,
કાંઈ તમને વાલો ઘોડો હંસલો તમને વાલો કુંવર રોહીદાસ. ૪૭
ત્યાં સતગુરજી સરવે માંગશે જો તમારો સતગુર ઉપર ઇમાન પુરો હોએ, તો
સતગુરજી તમારો રાજપાટ સરવે માગશે અને તમારા કાળજાં માગશે સોએ. ૪૮
એ રાણી અમે રાજપાટ સરવે આલસું જો સતગુરજી કહે તો અમે ચાલસું વન,
અમે સતપંથ પ્રમાણે ચાલસું પછે ગુરનરને દેસું તન. ૪૯
ત્યારે રાજા હરીચંદ્ર સતગુર વચને સવા લાખ સાજન મેલીઆ અને છપન
૨૬ મેલીઆ તેહ,
તેના ઘરે સવા લાખ ભટ જાચે છે, તે સતગુર વચને મેલીઆ છેહ. ૫૦
ત્યારે રાજા હરીચંદ્રના ઘરે બેતાલીસ લાખ રાજા સલામે આવે અને પોતાને
પાંહેથી છનું લાખ ઘોડા પુઠે ચડે જેહ,
તે રાજા હરીચંદ્ર સરવે છોડીયા તેના ધન કોરડીનું પાર ન છેહ. ૫૧
તે ભગત હરીચંદ્ર સતગુર સીરેવીઆ સતસું તે જેમ વ્રત પારીઆ જેહ,

ત્યારે રાજા હરીચંદ્ર સુતારને ઘરે ઘણુ કુટી કરી ખરી કસોટી કરી કાંકણુ બંધાવીઆ તેહ. ૫૨

તે રાજા દેવ સભા ઘરે લાવીઆ અને ચેકની ફેરતા તાજ કરી બીઆન, તે પણુ રાત દીવસ ગતની સેવા કરીને આવીઆ તે સતગુરજીને ફરમાન. ૫૩

ત્યારે ભગતને કારણે સાતમું રૂપ હરીએ ધરીયો, ત્યારે દઈંત દસાસર કારણુ શ્રી રામ અવતરીયો. ૫૪

ત્યારે રામ લક્ષ્મણ રાજ કરે છે જેહ, તે કેકઇને નજરે ન સુહાવે તેહ. ૫૫

તે લક્ષ્મણના મન માંહે એમજ કરે, તે ભગત બહુ સેવા શ્રી રામની કરે. ૫૬

ત્યારે કેકઈના મનમાં એસો ધરે, તે રામ લક્ષ્મણ બે રાજ કેમ કરે. ૫૭

કેકઇના મનમા કપટજ થાએ, તે વચન છલવા રાજા દસરથ પાસે જાએ. ૫૮

તમે સુણો સામી વચન માંગુ આજ, તમે ભરથ શત્રુઘ્નને આપો રાજ. ૫૯

રામ લક્ષ્મણને દીયો વનવાસ, આજ એવી વાચા માગુ તમારે પાસ. ૬૦

જ્યારે રામ લક્ષ્મણને એસી રજા રાજા દસરથની થાએ, ત્યારે રામ લક્ષ્મણ ઉઠીઆ આએઉ જાએ. ૬૧

ત્યારે રામ લક્ષ્મણે છાડીયા રાજ અજોધા તણા, ત્યારે બંધવ ભાઇ રોયા છે ઘણા. ૬૨

ત્યાં રોયા ભગત સરવે અજોધા તણા, ત્યાં પશુ પંખી રોયા છે ઘણા. ૬૩

ત્યાં રોયા નફર કુટુંબ પરીવાર, ત્યાં રોયા હસ્તી ઘોડા તુરીંગ તુખાર. ૬૪

ત્યાં રોયા મીરગ પંખી જંગલજ તણા, ત્યાં રખીસર લોક રોયા છે ઘણા. ૬૫

ત્યારે સરવે રખીસર મલી દુઃખજ ધરીયો, હાંરે બાઇ કેકઇ તમે આ શું કરીયો. ૬૬

હાંરે બાઇ તમે કાહી ન જાણીયા શ્રી રામના પ્રતાપના પાર, એ દેવ છે ચઉદ ભવનનું સીરજણહાર. ૬૭

ત્યાં સરવે રખીસરે મલી કીધી એક વાત, આપણે સરવે જાઇસું શ્રી રામને સાથ. ૬૮

ત્યારે સરવે રખીસરે એવો દુઃખજ ધરી, ત્યારે પાછા ફીરી બોલીઆ શ્રી હરી. ૬૯

હારે ભાઇ તમે સરવે વલો પાછા તમે સીદ આવો છો અમ ભણી, અમને રજા થઇ છે રાજા દસરથ તણી. ૭૦

ત્યાં શ્રી રામે સરવે રખીસરને સમજાવી કહીયો મરમ, અમે ભોગવસું અમારો કરમ. ૭૧

ત્યાં તમારે આવીઆનું કાંઇ નથી કાજ, તમે સરવે પાછા જાવો ફીરી અજોધા આજ. ૭૨

ત્યારે ગુર વિજેશઠણુ વ્યાસને શ્રી રામ જાઇ બેઠા એક ઠામ આહે, ત્યારે શ્રી રામની રજા લઇ ગુર તપ કરવા જાહે. ૭૩

ત્યાં ગુરની રજા લઇ શ્રી રામ નીસરીઆ, તે દેવ પંચવટી વનમાં જાઇ સંચરીઆ. ૭૪

જ્યાં દીઠું જંગલ ઉતમજ ઠામ, ત્યાં બાંધી મઢીને બેઠા શ્રી રામ. ૭૫

ત્યારે દેવ બાર વરસ વનમાં રહીઆ સહી, તેની દઇંત રાવણે સુધજ લહી. ૭૬

ત્યારે પંચવટી વનમા ગુર દેવ પધારીઆ ત્યાં પુછે શ્રી રામ આપ, હવે દઈત વ્યાપક પ્રગટ થયો તે કહો ગુર એ દેવ સભા કોણજ વાત. ૭૭
ત્યારે નગરમાં નારદ રખીસર આવીઆ છે જેહ, તેને દેવે બહુ માન દીધા છે તેહ. ૭૮
સામીજી તે સહુ સતવાદી લોકજ છેહ, ત્યારે દેવ સભામાં બોલીઆ તેહ. ૭૯
ત્યારે વીશ્વામીત્ર મહા રૂશી બોલીઆ એમજ સહી, અમે છત્રીસ જુગ અગુ-જે ભર તપ કીધો છે જાઈ. ૮૦
તેથી ભગત આદના થયા છે જોહે. હવે હું એને છલ પાડીસ સોહે. ૮૧
ત્યારે શ્રી સતગુર વીજેશઠણ વ્યાસે એમ કહીયો છે જાહે, તારા રાણી હરી-ચંદ્ર વીશ્વામીત્ર માગે તે કહેજો હાએ. ૮૨
જો અમરાપુરી લેવાનું અરથજ હોએ, તો મુખ માંહેથી ના મ કહેજો કોએ. ૮૩
જે ગુર દેવજી તમે ભલે પધારીઆ નહી તો અમારો જીવ નરગે પડતો જેહ,
આજ સામીજો તમને મુસ્તક કાપી આપીએ તોએ ગુણ ઓસીગણ ન થાઇએ તેહ. ૮૪
ત્યાં વીશ્વામીત્ર પોતે પધારીઆ અને સુવરનું રૂપ લીધો છે જેહ, જે રાજાની વાડી વાલી છે તેના ફુલ ગટ કલેસે ચડે છે તેહ. ૮૫
તે વાડીના જાડ વન ઓખાડીઆ ત્યારે રાજા હરિચંદ્ર કહે એતો વીશ્વામીત્રનું છે કામ, એ રાજાના અસ્વ હેઠેથી નીસરીયો બીજા કોઈનું ન લીધો નામ. ૮૬
ત્યારે રાજા હરીચંદ્ર સુવર સાથે શીકારે ચાલીઆ, ત્યાં નદીએ વીશ્વામીત્ર જેહ;
ત્યાં વીશ્વામીત્ર બ્રાહ્મણ રૂપ થઇને ઉભા રહીઆ, અને રાજાને ઉભો રાખીયો તેહ. ૮૭
ત્યારે વીશ્વામીત્ર બાલક બે નીપાવીને લાવીઆ, એ રાજા એ વર કન્યા છે જોડ;
જો રાજા હરીચંદ્ર તમો નાહા કહીને ઉભા રહો, તો અમારા પુરણહાર કરોડ. ૮૮
ત્યારે રાજા હરીચંદ્ર કન્યા દાન દેઇને પરણાવીઆ, અને ન દીએ વીશ્વામીત્ર જેહ;
ત્યારે રાજા હરીચંદ્ર રાજ પાટ હસ્તી ઘોડા સરવે આલીઆ, મંગલ ચાર વરતીયા તેહ. ૮૯
હારે રાજા હરીચંદ્ર તમે કન્યા દાન દેહી રહીઆ, વર વઉ પરણાવીયા જોડ;
હવે બ્રાહ્મણ એમ કહે અમને કાંઇક આપો, અમે સવા ભાર સોવન માંગીએ જાણ. ૯૦
સામીજી અમે તમને આપસું, નહીં તો હાથ જોડી આગલ ધરસું દેહ;
અમે અન પાણી તારે આરોગસું, જ્યારે તમારો બ્રહ્મ રણ ફુટસું તેહ. ૯૧
ત્યારે રાજા હરીચંદ્ર તારા રાણી લોચના કુંવર રોહીદાસ, એ જણ ત્રણ વેચાવા ચાલીઆ સતસું;
તો ગુર દેવજી અમે તમને ઘણીક સ્તુતી કરીને કહું, સામી અમારે મને આસ તમારી અમે કીરીઆ વોણા સહુ. ૯૨
સામીજી એ ભાર દીઆ તે શીર ઉપર લીઆ, તેતો લેવા અમરાપુરીના કાજ;
સામીજી અમે કોટ પાટણ ગઢ મેલીઆ, સતગુરજી તમારે વચને રાજ. ૯૩

ત્યારે રાજા હરીચંદ્ર કહે તારા રાણી સાંભળો, આપણે સામીજી શ્રી સતગુર
જીને પુછીએ ઇઆં;
અવર કોઇ અધકી કસણી કમાવીએ આપણને મ કહેશો ત્યાં. ૯૪
એ રાજા સામીજી સતગુરના વચન શીર ચડાવીએ, આપણે વેચાવીએ આપ;
તો હઝરત શાહાસું કબુલજ હોએ, સરવે જુમના જાવે પાપ. ૯૫
ત્યારે ભગત હરીચંદ્ર તારા રાણી લોચના કુંવર રોહીદાસ એ જણ ત્રણ કાસી
ખંડમા વેચાવીઆ સતસુ, તેણે માથે ખડના પુલા લીધા જેહ;
તે ભગતે એણી પેરે આપજ ગાલીઆ, ત્યારે અમરાપુરી લીધા છે તેહ. ૯૬
ત્યારે કુંવર રોહીદાસ ખડના પુલા લાવીઆ સુંદ્રકા આપી જ્યાં,
ભાઇ બાકી વધે તે હું શું કરૂં, સાત ગાહે નીરોપા ત્યાં. ૯૭
તેણે ભગતે પેલા સવા ભાર બ્રાહ્મણને આલીઆ, તે વેસા બ્રાહ્મણ ઝાંપડાને
ઘરે વેચાણા જ્યાં;
તેઓને વીશ્વામિત્ર અનેક કસ કસીઆ, પણ સતી સત ન ચુકા ત્યાં. ૯૮
ત્યારે ભગતને વર આપીયા સામીજીએ, ત્યારે દઇત મન વસીયો જ્યાં;
ત્યારે પહેલી અઠોતેર બુદ્ધિ દઇતને સુજતી, પણ એક ન સુજી ત્યાં. ૯૯
ત્યારે એવો વાદ વિરોધ કરતા દઇત રહીયો, પણ જ્યારે સરવે સંધ પુરી થાએ;
તેણે શ્રી રામ લક્ષ્મણ સાથે ખેદઓ, તે ત્યાં સીતાને હરવા જાએ. ૧૦૦
હાંરે ભાઇ રામ લક્ષ્મણ બે આવીઆ, તેતો આપણાં વન માંહે રહે;
હુંતો લાવું સીતા શ્રી રામની, એમ રાવણ કહે. ૧૦૧
મેંતો સરવે દેવ વશ કરીઅં, અને હું છું લંકાનો ધણી;
હું મહા બલીયો ત્યારે, જો લાવું સીતા શ્રી રામજ તણી. ૧૦૨
ત્યારે દઇત રાવણે એસો ગીરભ મનમાં ધરીયો, ત્યાં કારમું મૃગ સોવન
શીંગણી કરીયો. ૧૦૩
તે ગીયો મૃગ વન મીંજાર, જ્યાં હતી સતી સીતા નાર. ૧૦૪
સામીજી તમે મારો મૃગ સીતા કહે આએ, ત્યારે રામ લક્ષ્મણ ઉઠી આએડ જાએ. ૧૦૫
ત્યાં ચોળી ભભુત ભેખ કરી રાવણ ઉભો છે મંઢલીને બાહાર, તે અતીતનું
ભેદ નહી કળીયો સીતા નાર. ૧૦૬
તે સતી સીતા રાક્ષસનું ભેદ નહી લીયો, તે સીતાને ઉપાડી રાવણ લઇ ગયો. ૧૦૭
ત્યારે રામ લક્ષ્મણ આવીઆ છે મઢીને ઠામ, ત્યાં નહી સીતા એમ કહે શ્રી રામ. ૧૦૮
ત્યારે સુની મઢી દીસે છે ઉદાસ, ત્યારે રામ લક્ષ્મણ થયા છે નીરાસ. ૧૦૯
ત્યારે કહે શ્રી રામ ભાઇ લક્ષ્મણ આપણે કેસી કરસું બુધ, સીતા તણી હવે
કેમ લઇએ સુધ. ૧૧૦

ત્યારે પંખીએ ભેદ શ્રી રામને કહીયો, સામી સતી સીતાને તો રાવણ લઇ ગયો. ૧૧૧
ત્યારે શ્રી રામે હડમતને હોંકારી લીયો, દેવે મરમ સઘલો હડમતને કહીયો. ૧૧૨
ત્યારે શ્રી રામ લક્ષ્મણ કહે હડમત સીતાને લઇ ગયો લંકાનું રાય, હવે આપણે કેવો કરશું ઉપાય. ૧૧૩
ત્યારે શ્રી રામ હડમતને દીએ છે બુધ, ભાઇ તમે સીતા તણી લઇ આવો સુધ. ૧૧૪
ત્યારે હડમત એક ફલાંગ ઉડયો તે લંકા છોડી પરલંકા ગયો, ત્યાં રામ સમરી પવન વેગે થયો. ૧૧૫
ત્યાં હડમતે પુછીયો જે કોણ છે ઠામ, ત્યારે કહીયો જે આ પરલંકા છે ગામ. ૧૧૬
ત્યાંથી હડમત પાછો ફરીયો, તે લંકાની વાડી માંહે આવી સંચરીયો. ૧૧૭
જ્યાં બેઠા હતા સીતા માત, તે વાડી માંહે જઇ કીધો ઉતપાત. ૧૧૮
ત્યારે માતા સીતા કહે હડમત જે તું વાડી માંહે જાએ, તો પડીઆ ફળ વીણીને ખાએ. ૧૧૯
ત્યારે માતા કહે હડમતને જે તું શું કીધો બલ, જે તેં ઉપાડીઆ ઝાડ ને ખાધા ફલ. ૧૨૦
ત્યારે ત્યાં બહુ ફલ ખાધા મહાવીર, એક ફલ સોધી લાવીઆ રામ હતા જંગલને તીર. ૧૨૧
તે વેલાએ શ્રી રામ બેઠા હતા નાવા જંગલ માંહે, તેને દેવે તેલ કટોરો દીધો છે ત્યાંએ. ૧૨૨
હાંરે હડમત સીતા તણી શી લાવીઆ સુધ, આપણે રાવણસું કેવું કરસું યુદ્ધ. ૧૨૩
ત્યારે સહી હડમત બોલીયોજ જેજેકાર, ત્યારે મલીયો સેહેન અણગણીયો અપાર. ૧૨૪
ત્યાં મલીઆ રીંછ વાનરા અણગણેઆ અપાર, ત્યાં મલીઆ જોધા મહા જુંઝાર. ૧૨૫
ત્યાં ચાલીયો સેહેન સાથે મહા બલ વીર, તે જઇ ઉતરીયા સમુદ્રને તીર. ૧૨૬
ત્યારે શ્રી રામનું સેહેન મલીયો તેની શું કરૂં વખાણ, ત્યાં શ્રી રામે પાણી ઉપર તારીઆ પાખાણ. ૧૨૭
ત્યારે દેવે બાંધીયો છે સમુદ્ર મહા મન ધરી, ત્યાં પેલા રીંછ વાનરા ગયા લંકા પર ઉતરી. ૧૨૮
ત્યારે કુંભ કરણ સુતો છે જ્યાં, તેને નિંદ્રા માંહેથી જગાડીયો છે ત્યાં. ૧૨૯
ત્યારે જાગીયો જોધો ભુખ્યો ઉઠીયો જેહ, તેણે છપન કરોડ સેહેન ભીરખ કરીયો તેહ. ૧૩૦
ત્યાં પુઠેથી હડમત પેઠા ગયો, ત્યારે તેનો ભીરખ પુરો થયો. ૧૩૧
ત્યારે હડમતે માંહેથી કરાયો વીકાસ, તે મારી દઇતને કર્યો નીરાસ. ૧૩૨
હાંરે હડમત તું મહા બલીયો આવીયો ધાર, જો તું કરે યુદ્ધ તો નીશરે બહાર. ૧૩૩
જો હડમત તું મહા બલવંત, તો કહો તારા મારવાનું અંત. ૧૩૪

ત્યારે રાવણે કહીયો જે હડમતનું મોત છે કાંહી, તમે એને પુછડે ગોદડા તેલના ભારી બાંધો સહી. ૧૩૫
ને એનું પુછડો લગાડી દીયો તતકાર, તો સહી બરી મરસે નીરધાર. ૧૩૬
ત્યારે હડમતની લગાડી પુછડી ઠેકીયો મીંદર કોટ ઉપર જાએ, ત્યારે બારી લંકા પરલે થાએ. ૧૩૭
હાંરે હડમત તમારે મોઢે લાંછણ લાગો છે કાંહે, તમે માતા સીતાનું વચન ઉથાપીયો છે આહે. ૧૩૮
જ્યારે લંકા બાળી હડમત આવીયા છે ઠામ, જતી પાછો સેહેન લાવીયો જ્યાં હતા શ્રી રામ. ૧૩૯
વરી સેહેન ચડીયું શ્રી રામજ તણું, ત્યાં રખીસર સાથે યુદ્ધ થયું છે ઘણું. ૧૪૦
ત્યારે દઈત ઈંદ્રજીત મહા બલીયો આહે, તેને બાણે જતી લક્ષ્મણ મુરછાઇ જાએ. ૧૪૧
ત્યારે શ્રી રામ હડમતને શીખ દીધી છે આહે, તમે દ્રોણાગર પરબતે શરમસલાનું દીવો ઝાડ લાવો જાયે. ૧૪૨
ત્યારે શ્રી રામની સીખ લઈને હડમત ગયા છે આહે, જ્યાં છે દ્રોણાગર પરબત ગીઆ છે ત્યાએ. ૧૪૩
ત્યાં જતી હડમતે દ્રોણાગર પરબત લહીને દેવને કર્યો પરણામ, ત્યારે રાક્ષસ જાણી ભરથે ખોડો કીધો તેણે ઠામ. ૧૪૪
ત્યારે જતી હડમત પુઠે ફીરી જપેઆ છે શ્રી રામ, તે જતી લાવીઆ દ્રોણાગર પરબત તેણે ઠામ. ૧૪૫
ત્યારે જતી હડમત સલમ સલાનું દીવો લાવિઆ જ્યાં, તે દીવો લઇ ગયા ત્યારે જતી લક્ષ્મણ બેઠા થયા ત્યાં. ૧૪૬
ત્યારે શ્રી રામનું સેહેન છાશઠ કરોડ દઈંત શું યુદ્ધજ કરે, ત્યારે જતી લક્ષ્મણને બાણે તે ઇંદ્રજીતજ પડે. ૧૪૭
ત્યારે દેવે મારીયો કુંભકરણ વરી દશ મુસ્તકનું રાય લડે, ત્યારે શ્રી રામને બાણે રાવણ પડે. ૧૪૮
ત્યારે દેવે મારીયો દઇંત રાવણ પરવાર સમેત, તે સરવે દઈંત યોદ્ધા પડીયા રણ ખેત. ૧૪૯
ત્યારે દેવે છોડાવી સીતા સરવે દેવતાના કીધા કાજ, ત્યાં દેવે વીભીક્ષણ ભગતને આલાયો રાજ. ૧૫૦
ત્યારે છોડાવી સીતાને વળ્યા શ્રી રામ, ત્યાં ફરી આવીયા જ્યાં છે આપણો ઠામ. ૧૫૧
ત્યારે બાહાત ખેલ યુદ્ધ શ્રી રામ રૂપે થયા, પણ સતગુરજી કહે અમે થોડા કહ્યા. ૧૫૨
ત્યારે ત્રેતા જુગ માંહે સીધા ભગત હરીચંદ્ર, ઝાંપડાને ઘેર નીરજ ભરીયા; અને તારા રાણી હર વહીસ બ્રાહ્મણને ઘરે દાસ, ત્યારે વિશ્વામિત્ર સર્પ થઈને આવી ડસીયો કુંવર રોહીદાસ. ૧૫૩

ત્યારે વિશ્વામિત્ર કાસી ખંડ નગરમા ગયા. અને બ્રાહ્મણું ભોજન વેલા થઈ છે જ્યાં;
હાંરે બાઇ તારા કુંવરને સર્પે ડસીયો, પણ સતી સત ન ચુકા ત્યાં. ૧૫૪
ત્યારે બ્રાહ્મણ ભોજન વેલા વહી ગઇ, બ્રાહ્મણ અગર ચંદન તીલક ચોડે છે જ્યાં;
એ ભાઈ અમારા કુંવરને સર્પે ડસ્યો, તે અમને સ્નાન ઉપનુ છે ત્યાં. ૧૫૫
ત્યારે સતીએ કુંવરને પોહાડીયા. અને અગર ચંદન લીધા છે હાથ;
તમે દેવલ દેરે પધારજો, અમે સહી વન દાગ દેસું નાથ. ૧૫૬
ત્યારે વિશ્વામિત્રે બાર મેઘ બોલાવીયા, અને વનમાં વરસણ કીધા જ્યાં,
ત્યાં નદીએ પુરજ આવીઆ, જ્યાં સતી દાગ દેતી ત્યાં. ૧૫૭
ત્યારે રાજા હરીચંદ્ર મસાણ ખુલી થઇને આવીયો, એ રાણી તમે દાગ દેઓ
તો અમને કાંઈક આપો ઈઆ;
ત્યારે રાણીએ અરધો ચીર ફાડીને આલીયો, પણ સતી સત ન ચુકા ત્યાં. ૧૫૮
ત્યાં કાસી ખંડમા વિશ્વામિત્રે રાજાનું કુંવર હણીયો, અને વરી પોતે પંડીત
થઇને રાજદ્વારે જાએ;
હાંરે ભાઇ તારા કુંવરને મસાણમા, સીખોતરી ચંડાળ બેઠી ખાએ. ૧૫૯
ત્યારે રાજદ્વારેથી દલ આવીયા, ભાઈ આ પડીતે કહયો તે સરવે સાચ;
હવે ચંડાલને ચોફેરથી દંડ માર કરો, એનું મોંઢું મું જુઓ આજ. ૧૬૦
ત્યારે હર વઇસ ઝાંપડો બોલાવીયો, તેના સાથે હરીચંદ્ર લીધો સાથ;
હવે રાણી તમારે સમરવું હોય તે સમરજો, આપણા ગુરનર અંતકાલે પુરે આસ. ૧૬૧
હવે સામી સમરૂં શ્રી ગુરનર દેવને, અને બીજો સમરૂં શ્રી રામ;
ત્રીજો સમરૂં ગત ગંગા સુખીને, જો સમરે ગુરનર આપે અમરાપુરી ઠામ. ૧૬૨
ત્યારે તે દીન રાવણ દઇતને મારી અને સીતાએ ભોજન પુરીઆ, તે વેલાએ
તારા રાણીની ધણીક વેનતી સ્તુતી થઇ ફરીયાદ;
ત્યાંથી શ્રી નારાયણ દેવ મન વેગે પધારીયા, તે ભગતુના કરવા કાજ. ૧૬૩
ત્યારે રાજા હરીચંદ્રના જમણા હાથ માંહે ખાંડુને ડાબા હાથમાં ચોટલો, ત્યાં
સતીએ સમરીયા શ્રી રામ;
ત્યારે ખાંડું શ્રી રામ હાથે સાહી ઉભા રહીયા, ભગત માંગ માંગ વર આપું
સારૂં તમારા કાજ. ૧૬૪
ત્યારે રાજા હરીચંદ્ર કહે રાણી આપણે ગુરનર પુરા સીરેવીઆ, ભગતુને
કાજે આવીઆ તતખેવ;
હવે રાજા તમે ચતુર ખાણના ફેરા છોડાવજો, આપણે ગુરનર કહે છે દેવ. ૧૬૫
ત્યારે શ્રી ગુરનર કહે જે ભગત ગુરનરની ગત માંહે નીત નીત મલે, જે
પુરો ઇમાન રાખે ઇઆં;
તે વઇકુંઠ ઘેર લભીઅંતે, તેનું જીવ અમરાપુરી માંએ ગયા. ૧૬૬

સામીજી અમારા ભાગ્ય જે વિશ્વામિત્ર અમ ઘેર આવીઆ, તો સામી તમે પોતે પધારીઆ આપ;
વિશ્વામિત્ર પુછે અમે પુરણ પુગાવીઆ, સામી એને તમે પેલા કરજો માફ. ૧૬૭
જ્યારે સાતમું રૂપ શ્રી હરી આવીઆ, ત્યાં ધરીયો રામ રૂપે અવતાર;
ત્યારે દઈંત રાવણને મારીને ભગતુંને વર આપીઆ, પછે સંસાર માંહે પ્રગટ થયા મોરાર. ૧૬૮
ત્યારે ત્રેતા જુગમાં હરી ત્રણ રૂપજ લીઆ, શ્રી રામ દશરથ કેરો નંદ;
ત્રણ દાણવ દેવે એણી પેરે સંગારીઆ, અને તારીઆ ભગત હરીચંદ્ર. ૧૬૯
રાજા હરીચંદ્ર ત્યાં સતપંથ પુરો સીરેવીઆ, તે ભગતે બહુ કસણી કરી સહ્યા શરીર,
તે રાજા હરીચંદ્ર રાજપાટ સરવે છોડીઆ. હરવઈશ ઝાપડાને ઘરે ભર્યા નીર. ૧૭૦
ત્યારે રાજા હરીચંદ્ર સતગુર વિજેશઠણ વ્યાસ પુરા સીરેવીઆ, અને ત્રેતા જુગ માંહે સતપંથ પુરા પ્રમાણ્યા જેહ;
તે જણા ત્રણ સ્ત્રી બાલક પોતે હરવઈશ બ્રાહ્મણ જાણી ઝાપડાને ઘરે વેચાવ્યા ત્યાં પાછો પગ ન દીધો તેહ. ૧૭૧
ત્યારે ત્રેતા જુગ માંહે ગુર વીજેશઠણ વ્યાસને ઘરે એકવીસ કરોડીઉં નીમીઆ, તે માંહેથી સાત સાચી જાણ;
સાતે કરોડે વીશ્વવાસ ઓછો આણીયો, તે ફરી ફરી પડીયા ચારે ખાણ. ૧૭૨
તે માંહેથી સાત કરોડ પરલે ગીયા, તેણે ગુરનર ઉપર પુરો નહી આણીયો નેહ;
તે જાણી બુજી ભુલા ગાફલા, ભાઈ દોજકે પડીઆ તેહ. ૧૭૩
ત્યારે તે ભગત હરીચંદ્ર તારા રાણી લોચના કુંવર રોહીદાસ સતપંથ પુરા સીરેવીઆ, અને ગુરનરની પુરી પ્રમાણી વાંચ;
તે દેવ સાત કરોડસું નીપના, તેની જુગ માંહે ચાલી સાંખ. ૧૭૪
તો મુનીવરભાઈ આજ એસા સતજ કીજીએ, જેસા સતપંથ ધ્યાવીઆ રાજા હરિચંદ્ર મન;
તેણે તન મન ધન સરવે સોંપીયા, તે આવ્યા સતગુરને વચન. ૧૭૫
ત્યારે સાતમું રૂપ હરી દેવ મુરર ત્યાં હરીએ ધરીયો શ્રી રામ અવતાર. ૧૭૬
ત્યારે દઈંત રાવણને દેવે મારીયો જેણીવાર, પછે સંસારમા પ્રગટ થયા છે મુરાર. ૧૭૭
દેવે સાતમે રૂપે દઈંત રાવણને મારીયો, ત્યારે દેવે ભગત હરીચંદ્રને તારીયો. ૧૭૮
પછે સંસારમા પ્રગટ થયો મુરાર, ત્યારે સરવે સંસારે એ લખીયો સાર. ૧૭૯
ત્યારે શ્રી રામચંદ્રની માતા તો કઉશલ્યાવતી કહીએ, અને પીતા તો રાજા દશરથ કહીએ. ૧૮૦
ત્યારે ગુર તો લક્ષમણ કુંવર જાણ, સખ્તી તો સીતા સતી પ્રમાણ. ૧૮૧

ત્યારે સ્વસથાન તો અજોધાપુરી નગરી જાણ, ખેત્ર તો લંકા પુરી નગરી પ્રમાણ. ૧૮૨
નરે દારીયો દાણવ દસ માથાનું રાજા રાવણ, ત્યારે ભગત હરીચંદ્રને ઉગા-
રીયો નીરવાણ. ૧૮૩
ત્યારે ચારલાખને બત્રીસ સહસ્ત્ર શ્રી રામ રૂપે જાણ, ત્યારે જુજર વેદ હોતા પ્રમાણ. ૧૮૪
ત્યારે બાર લાખને છનું સહસ્ત્ર જુગ ત્રેતાનું પ્રમાણ, ત્યારે ભગત હરીચંદ
પોતા વઇકુંઠ નીરવાણ. ૧૮૫
તેણે ગુપત પંથ આરાધીઆ જાણ, તેણે અમરાપુરીનો વાસો પામીઆ નીરવાણ. ૧૮૬
ત્યારે રામ અવતાર સંપુર્ણ ભવસતો સાચ, એવી ગુર બ્રહ્મા પીર ઇમામ
શાહા બોલીઆ વાચ. ૧૮૭

## અવતાર આઠમો.

શ્રી સતગુર બ્રહ્મા વાચા સાચી સાચ, એવી ગુરજી બોલીઆ વાચ. ૧
શ્રી સતગુર વિદુર વ્યાસ વાચા સાચી જાણ, તે ગુરજી વાણી બોલીઆ
સહી પ્રમાણ. ૨
જયારે આઠમો અવતાર હરીએ ધરીયો, ત્યારે માતા દેવકીને કુખે શ્રી કરસ-
નજી ભલે અવતરીયો. ૩
તે દેવકીને કુખે અવતરીયો છે આહે, પણ દુધ દીધો તે જશોદા માએ. ૪
ત્યારે માતા જશોદાને ઘરે મંગલ વરતેઆ ચાર, ત્યારે વાજીંત્ર વાજીયા અપાર. ૫
ત્યારે બોહોત આનંદ ગોકલ માંહે ભયા, ત્યારે કંસાસરને ખબરજ થયા. ૬
ત્યારે જેમ જેમ કલા શ્રી કષ્ણજીની ચડે, તેમ તેમ કંસાસરના મનમા સંસો પડે. ૭
ત્યારે કંસ વચન બોલીયા સહી, કોઇ એવો છે જે એ બાલકને મારે જઇ. ૮
ત્યારે પુતના કંસને કહયો છે આહે, ભાઈ કહો તો હું એ બાલકને મારૂં જાએ. ૯
ત્યારે દાસોએ ટાપી કણદર લીધો છે પાલણો, તેણે થાન માહે વીખ લગા-
ડીયો છે ઘણો. ૧૦
ત્યારે મનસું કપટ ભાવ કરીને ગોકલ માંહે જાયે, ત્યાં બેન જશોદાને મલો છે આયે. ૧૧
ત્યારે મુખ માંહેથી હીરખ બોલી અને પેટ માંહે છે કાલ, કહો તો બાઇ હીર
બેસું તેડું તારો બાલ. ૧૨
હાંરે બાઇ ઘણી હેત પ્રીત છે મારે મન, કહો તો એ બાળકને ધવરાવું થાન. ૧૩
ત્યારે દાસીએ હદયથી બાલક લીધો ઉઠાએ, તે માંડી પગને બેઠી આએ. ૧૪
તેણે થાન માંહે વીંખ લગાડીયું ઘણું, તેણે મનમા જાણીયું જે હું જશો-
દાનું બાળક હણું. ૧૫

ત્યાં હેવે પુતના તણા સોંસી લીધા પ્રાણ, એણે હેવે બહુ દાણવ મારીયા જાણ. ૧૬
જે દેવ એકવીસ ભરમંડળની સુધ લીએ અને ચઉદ ભમણનું રાય, તે દેવ પુતનાનું છલીયો કેમ જાએ. ૧૭
તે દેવ જમનાને તીરે ખેલે નાના બાલ, ત્યાં મલીયા ગોવાલીઆ અનત અપાર. ૧૮
ત્યારે હેવે ખેલ માંડીયો મહા મન ધરી, ત્યારે કરે (હાથે) ગોવરધન તોરીયો શ્રી હરી. ૧૯
તે હેવે તોરાયો ગોવરધન ડુંગર કારણ એહ, તે માટે હેવે ગાઇયું વાછડા રાખીઆ તેહ. ૨૦
ત્યારે એ દેવ સોલ સહસ્ર ગોપીએ વર સહી, એ દેવ સવા લાખ ધેનની દોહે છે મહી. ૨૧
જે ગોકુલમાં ગાઇયું ચારીયું બહુ ખેલજ કરી, તે દેવ એક દડા કારણે જલ જમનામાં ઝંપલાણા શ્રી હરી. ૨૨
ત્યારે જમના ઝંપલાવી શ્રી કૃષ્ણજી પાતાલે જાએ, ત્યાં જાઈ ઉભો જ્યાં સુતો વાસીંગ રાય. ૨૩
ત્યાં બેઠી પગ ચાપે નાગણી, તે દેખી બાલકને અચંબે ઘણી. ૨૪
હાંરે બાલક તું શું ભુલો છે વાટ, તું કેમ આવીયો વીસમે ઘાટ. ૨૫
હાંરે બાળક તું વળ પાછો વચન સુણજે મુજ, નહીંકા મારો સામી જાગશે તો સહી મારસે તુજ. ૨૬
તો તું સુણ નાગણી હું કહું એક વાત; હું કંઇ નથી ભુલો વીસમી ગાટ. ૨૭
જે કંસ રાય છે મથુરા તણો, તાંસું મેં ખેલ માંડાયો છે ઘણો. ૨૮
ત્યાં હારીયો તારા વાસીંગનું શીશજ નીરવાણ, ત્યાં નાગણી નાગ જગાડીયો ને કરીયો જાણ. ૨૯
ત્યારે શ્રી કષ્ણજી સાથે મચી ઘુમસાણ, તેના વીખે સાવરા કેવાણા શ્રી સારંગ પ્રાણ. ૩૦
ત્યારે કોપીઆ શ્રી કૃષ્ણજી ધરીયો ભુજ બલ, ત્યાં શ્રી કૃષ્ણજીએ નાથીઆ નાગ દેહી પગ તલ. ૩૧
જ્યારે પઇયારથી નાગ નાથી લાવીઆ શ્રી કૃષ્ણજી રાય, ત્યારે ગોકુલ મથુરા માંહે ઠાઠ વરતાઅ. ૩૨
ત્યારે ગોકુલ મથુરામા વરત્યો જય જયકાર, પણ કંસ આગલ પડી છે પુકાર. ૩૩
હાંરે કંસ શ્રી કૃષ્ણજી ગયાતા પાતાલ, ત્યાંથા લાવીયો એક મહા વીકરાલ. ૩૪
જ્યારે આઠમું અવતાર શ્રી કૃષ્ણજી સહી, ત્યારે દેવ દાણવ એકઠા હુઆ તહી. ૩૫
ત્યારે અરજણ દીવો પાંડવું માંહે સહી, અને સુખી ધર્મ પુત્ર થાપીયો તહી. ૩૬
જ્યારે આઠમે દઇંત મારીયો સહી, ત્યારે ગુર વીદુર વ્યાસે અમર પદ વાંચીયા તહી. ૩૭
ત્યારે રાજા થયા રલીઆત તેણીવાર, જ્યારે રાજા મહાજનની વાત સાંભલી ત્યારે ચિંતા મનમા થઇ અપાર. ૩૮

સામીજી તે દેશ મુલક કોણ છે, જે મહાધન ભોગવશે સહી;
તે અમને વાંચીને સંભલાવજો, પછે અમથી વેઠાસે નહી. ૩૯
એ ભાઈ પાંડવો મહાધન તો તમ પાસે છે, અને હું પણ છું એહ,
આખર વેલા આવશે, સહિ માહાધન બેસસે તેહ. ૪૦
ત્યારે રાજા ધર્મ રોયા જીવસું, જે અમ પાંડવાનું પુર્ણ મન માનીયો આજ;
ભાઈ પાંડવો તમે હાથથી હથીઆર નાંખજો, જો તમોને હોવે અમરાપુરીનું કાજ. ૪૧
ભાઈ પાંડવો આપણે રાજ કુલ માંહે અવતરીયા, પણ ઇઆં છે શ્રી સત ધર્મ;
તમે લોકુંને દુવીને જીવ હિચા કરો છો, તે કેમ ભોગવસો કર્મ. ૪૨
ત્યારે સતગુર વચને પાંડવે હાથથી હથીયાર નાંખયા, ત્યારે કોરવ બલ ભાંખયો જેહ;
ત્યારે કોરવ પાંડવ માંહે વેર પડીયો, જે પેલા રમીઆ આમલી પીપલી તેહ. ૪૩
ત્યાં પાંડવ કોરવસું દેશ હાર જીત પરઠીને રમત રમીઆ, તે સારસ પાસે જેહ;
એ રમત રમતા હારસે, સહી વન જાઈસે તેહ. ૪૪
ત્યારે ભીમસેનને બોલાવીઆ, સહદેવ, નકુલ, અર્જુન કીધો મંત્ર;
સારસ પાસે ખેલસું, ભાઇ વાદ વદીયો એક ધર્મ પુત્ર. ૪૫
ત્યારે પાંડવે અશ્વ રથ ઠારે વદીઆ, અને વદીયા દેશ મુલકનું રાજ;
નહીકા બાર વરસ વન ભોગવીએ, ત્યાં ગુરનરના સેવક થઈને કરીએ કાજ. ૪૬
એવો વાદ વદીને સારસ પાસા ઢાલીઆ, ભીમસેન બોલીઆ જેહ;
તેતો પાશા સવલા પડે, પણ અવલા પડે ન તેહ. ૪૭
ભગત પાંડવ સારસ પાસા ખેલીઆ, અને હસનાપુરીમા ત્યાં;
ત્યારે પાંચ પાંડવ હારીઆ, જ્યારે ભીમનો મુસમલ હસ્તી છુટો જયાં. ૪૮
ત્યારે રાજા જાજેશઠણ નીચે જોઈ રહીયા, ભાઈ અમને પુરો વીશ્વાસ હતો જેહ;
જે સભા માંહે શ્રી કૃષ્ણજી પોતે પધારશે, અમારા સવલા પડશે તેહ. ૪૯
સામી ભગતુંને વેલા પડી, તમે સાર કીધી તતકાલ;
તે કેસો વાંક અમારો પડીયો, હો સામી દીન દયાળ. ૫૦
ભાઈ પાંડવો એવો જીવ માંહે વિમાસણ કાંહે કરો કહે સતગુર સુણ ધર્મ વચન,
:જો રમત રમતા હારીઆ તો દુઃખ મ ધરજો મન. ૫૧
ભાઇ પાંડવો તમે નીર્મળ મન કરી દેવની સેવા કરો, અને તમે નીસી-
જલ રાખો મન;
જો દેવની સેવા કરતા જીતસો, તો દેવ આપે અશ્વ ગજ રથ બહુ ધન. ૫૨
ત્યારે દુત સભાથી ઉઠીયો, તે સુબટ દુર્યોધન;
તે હસી કરી તાલી દઇ રહીયો, તેતો દુશાશણ. ૫૩
ભાઇ આપણે માત પીતાને પાંહે લાગીએ, અને ગુરનરને નામીએ શીશ;
જો આજ આપણો બોલ ઉપર થયો, તો જીત્યારે જગદીશ. ૫૪

ભાઈ ભીષ્મ દ્રોણ કીરપાચાર્ય કરે વીચાર, અને અસ્વસ્થામાં જેહ;
તે સહુ માંએથી વિદુર અલગા રહીઆ, બાકી સરવે સભા મલી કીધો તેહ. ૫૫
ત્યારે સતગુરજી કહે એ ભગત પાંડવ છે તમ તણા, આજ સામીજી તે તમ ઘેર આવીયા જાણ;
તે તમે આખર વેલાએ આવસો, તમે છો સમરથ સારંગ પ્રાણ. ૫૬
ત્યારે દઇંત દુર્યોધન એમ બોલીયો જે, દુશાસનની ન રહે છે ધીર;
પાંડવો તમે મલીને વન જાવો, નહીં તો નાર પંચાલીના કહાડસું ચીર. ૫૭
ત્યારે દઈંત દુશાષણને પાંડવાને ઘરે મોકલીઆ, તે જાઈ પોતા નાર પંચાવલીને ઘર બહાર;
તે સતીએ પર પુરૂષ દીઠો આવતો, ત્યારે નાસી પેઠી મહોલ મીંજાર. ૫૮
તે દુત દાસીએ પાછો વારીયો, ભાઈ આજ રાણી છે શ્રી ધર્મ;
તેનું આભડવાનું અધીકાર નહી, બ્રહ્મ, ક્ષત્રી, વઇશ્ય એ ધર્મ. ૫૯
તે દુત દાસીના વચને પાછો વળીયો, તે આવતા દીઠો દુર્યોધન રાય;
એ ભુંડે માણસથી કામ ન નીપજે, ત્યાંથી દુશાષણ તે પાછો જાય. ૬૦
તે દઇંત દુશાષણ ત્યાંથી કોપીયો, તે મનમાં કરે છે મત;
તેને હું મારતો મારતો લાઉં સભામાં, જેમ એના દેખે પાચે કંથ. ૬૧
તે સુભટ ત્યાંથી સંચરીયો. તે જાઈ પોતો નાર પંચાવલીને ઘેર;
તે સતીએ જમ સરીખો દીઠો આવતો, ભાઈ હવે શી થાય સે પેર. ૬૨
ત્યારે દાસીએ દુશાષણને પાછો વારીયો, ભાઈ એમ અબલા ઉપર શું કરો છો પ્રાણ.
તે આજ રાણી છે શ્રી ધર્મમા, તે તુજ મુખથી ન બોલે વાણ. ૬૩
તે ઘેર દષ્ટે નારી પીઆને ચરણે પડી, હો સામી આજ હમારા કીયા આચાર હીણા થાય;
ત્યાં નારી હિંડે નાસતી, અને દઇંત દુશાષણ તે પુંઠે થાય. ૬૪
તે ઘરમા અબલા આખડી, તેણે ધસીને ગ્રહીઆ કેસ.
તે કેસ સાંહીઆ કામની બોલી, જે આજ અમે છું અબલા વેશ. ૬૫
જે વીરા અમારે આવીઆનું અવસર નથી, અમને સીધ લઈ જાવો છો સભા મીંજાર;
તે નાના મોટા સભા માંહે સહુ દેખસે, વીરા એવો જાણો તો મારો આણે ઠાર. ૬૬
તે દઈંત કેસ સાહ્યા કામની બોલે નહી. તેને બલે મીંદર છોડાવીયા કર્મ;
ત્યાં લોક સહુ જોવા મીલીઆ, ભાઈ એનું ધણી છે રાજા ધર્મ. ૬૭
ત્યાં ગુરજરની ઘણીક સ્તુતી કરે કામની, હરી તમે છો કીરપાર નીદાન;
સામી મારા તમે છો આ વેલામાંહે સખાઇઆ, તમે ભગત વીછોયા શ્રી ભગવાન. ૬૮
સામીજી મારા આજ તમે છો માત ને તમે છો તાત, તમે છો સગા સાજન મોસાર;

આજ મઈયર બંધવ તમે છો, તમે છો સાસરા માંહે સંસાર. ૬૯
સામી આગલ સતી એવા વીલાપ કરે, અને વેનતી કરતી ચાલે સભા મીંજાર;
ત્યાં સભા માંહે કંથ દીઠા અનમના, અને બેઠા તે અવગે ઠાર. ૭૦
ત્યાં સામ ભટ સહુ ટોલે મલીઆ, અને ત્યાં જુએ છે સતીનું રૂપ;
ત્યાં સતી અંગ ઉઘાડા નહી કરે, ત્યાં બલ કરે મહા ભુપ. ૭૧
ભાઈ સતી સભામા આણી ઉભી કરી, ત્યાં નીરખી સગલે ભુપ;
ભાઇ કેણે અમારો પહેલો મુખ નીરખીયો નથી, હવે પર પુરષ દેખસે રૂપ. ૭૨
તે સતી સભા માહે ઉભા રહ્યા, ત્યાં શીર પડે બહુ ત્રાસ;
હવે હું વાટ જોઉં મારા નાથની, જો કયારે દ્વારેથી ચડશે મારી વાર પુરવા આશ. ૭૩
સામીજી પાંડવ અમને વનમાંહેથી લાવીયા, તે તમારા ચરણના પ્રતાપ;
જ્યાં અર્જુને મચ્છ વેધ કરીયો, ત્યાં સામી મને સોંપી તમને મારે બાપ. ૭૪
આગે શ્રી કૃષ્ણજી કહેતા હતા રે બાઇ દ્રોપદી, તું તો ભગત પંચાવલી નાર;
તો તમ સરીખો મારો વાલો કોઈ નહી, એ બાઇ આણે જુગ સંસાર. ૭૫
એ વાલાજી તે વહાલ પણ ક્યાં ગયો, તમે કમલા કેરા કંથ;
આ કોરવ કેસ ગ્રહી રહ્યા, તો વાલાજી તમે કેમ બેઠા છો નીચીંત. ૭૬
હવે સામીજી તમે ઇયાંથી છોડાવો તો છુટીએ, અને જો તમે પડાવો બ્રહ્મ જ્ઞાન;
જો એવું જાણો મારા નાથજી, તો તમે સાર કરો ભગવાન. ૭૭
સામીજી હવે વીનતી સુણો મુજ રાંકની, તમે પરછજો સગળો મરમ;
હવે ધર્મ આચાર ક્રીયાહીણ થાય છે, હવે વેગે પધારો તમે શ્રી બ્રહ્મ. ૭૮
સામીજી તમે જુગ માંહે ભગતુંને કાજે આવીઆ, તમે પહેલા તારીઆ
ભગત અનત કરોડ;
તમારા ભગતુંને કષ્ટ પડે તમે આવી ઉભા રહો, તમે ભગતુંના મહા બંધ
છોડો શ્રી રણછોડ. ૭૯
હવે સામી દાસી ભગત પંડવા કંથ નાર તે તણી, તેની વાર કરવા પ્રગટ
થાઓ દયાળ;
તમે હડંબા બાંધીને ભગત ઉગારીઆ, તમે ભગતુંની સાર કરોની સંભાળ. ૮૦
ત્યારે કોપ કરીને કારવ ઉઠીયો, તેનું મોંહો દીસે મહા વીકાળ;
એ અબળાની લાજ અમે ગમાવીએ, એનું પેરણ લેસું તાણ. ૮૧
હાંરે તું પટકોલ મેલરે કામની, તમારો ભાઈ બંધવ નથી કોઈ અવસર આજ,
હવે શામી તમે પેર પધારણી કરો, નહીંકા શામી જાશે તમારી લાજ. ૮૨
હો મારા નાથજી તમે શું નથી લાજતા, તમે એવડી શું કરો છો વીલંબ;
તમે દુવારકા નગરી સોવનની કરી, તમે રમીયા સોલ સહસ્ર ગોપીએ વર ગોવીંદ. ૮૩
સામીજી તમે સોળ સહસ્ર માંહે રંગે રમીઆ, સામીજી તમારો સવા લાખ
સાજન પરીવાર;



તે કારણ અમને વીસારીઆ, પ્રભુ તમે છો જગજીવન આધાર. ૮૪
સામીજી હવે ભગતને વીપત પડે મ વીસારજો, તમે મુજને લીયો ઉગાર;
એવું જાણો મારા નાથજી, તો થાઓ વચને બલીઆ પ્રતીપાળ. ૮૫
સામીજી દઈત દુશાષન પટકોલ ગ્રહી રહીયો, તે ઉઘાડે અંગ ને શીશ;
એવું જાણી વેલા પધારો મારા નાથજી, તમે કૃપા કરો જગદીશ. ૮૬
હો સામી પટકોલ અબલાનું રાખીએ, અમે છું અબોજ અજ્ઞાન;
એવું જાણી મારા નાથજી, તમો વેલા વળો ભગવાન. ૮૭
ત્યારે શ્રી કૃષ્ણજી હોતા નિંદ્રા માંહે, વાસદેવ પોઢીયા ઉપર કમલા ઢોલે છે વાય;
તે દેવ નિંદ્રા માંહેથી જબકીને જાગીઆ, તે દુવારકા કેરા રાય. ૮૮
ત્યારે ગુર વીદુર વ્યાસને બોલાવીઆ, ગુરજી તમે ગરૂડને કરો તઈયાર;
આજ દાસી આપણી દઈતને વશ પડી, તેને રખે સમે વીલંબ થાય વાર. ૮૯
ત્યારે દવંત રાણી રૂખમણી લાગી પુછવા, સામીજી તમારી એવી તે કોણ છે દાસ;
તે કારણ તમે જાગી ઉઠીયા, તેના સમરથ કરવા કાજ. ૯૦
હાંરે તમે દાસીને શું ઓલખો, જે ભગત પંચાવલી નાર;
જેમ ત્રેતા જુગ માંહે તારા રાણી લોચના, તેમ દુઆપુર માંહે સતી દ્રોપદી
પાંચ પ્રતીપાળ. ૯૧
તે નાર પંચાવલીના પટકોલ હારીઆ, તેના સાથે હારીઆ અરથ ગ્રંથ ભંડાર;
મહા પાપી પટકોલ ગ્રહી રહીયો, તે અબલા સુંદરી નાર. ૯૨
સામીજી પાંડવ ભગત મોટા છે તમતણા, તેની તમે સાર કરો તતખેવ;
જે દેવને પરખીએ, તેને પ્રથમ સાથે લીજે દેવ. ૯૩
સામીજી તે ભગતને દુઃખ પડે તો એ ન દીજીએ, પ્રથમ તેની કીજીએ સાર;
તે સેવકને સામાનું નથી પઢંતરો, તેની સાર કરો તત્કાળ. ૯૪
સામીજી ખરા ભગતને છેહે દેતા દુઃખ ઉપજે, તેના મનમા ઉપજે તાપ;
જ્યારે સાચા સાજનને દુઃખ ઉપજે, તે દુઃખ ઉપજે ગુરનરને આપ. ૯૫
ત્યાં ભગત સહુ ટોલે મલીયા, ત્યાં દેવ ગરૂડે ચડી થયા અસવાર;
જે પાંડવાની પટરાણી કહીએ, તેને મહા દુઃખ દીએ છે ભુપાલ. ૯૬
તું પટકોલ મેલરે કામની, હવે તારો કોઈ નથી સાર કરણહાર;
જે સહી પાંડવ હારીયા, બાઈ વન જાયસે તે તારા ભરથાર. ૯૭
તમે આગલ કહેતા જે અંધ કેરા અંધ, પુત્ર દુર્યોધન;
તમે હસતાને સરવે દેખતા, હવે અમે કરસું મન ભાવન. ૯૮
એ વીરા મારા વેલા પડે તો આલ ન બોલીએ, તમે દુષ્ટ વચન ન બોલો
અણુજ અજ્ઞાન;
પણ મોટી ભોજાઇ માતા થાનક છે, એમ દેવે લખીયો વેદ પુરાણ. ૯૯



કોરવ કહે વીષીઅરને છંછેડીએ, તો મુખથી નાખે ફુંફાર;
હવે દુશાષણ તું સેંસો મ કર, એનું વાગો પેરણ લે કાઢ. ૧૦૦
તે સભામાં નારી વિલાપ કરીને વલ વલે, ભાઈ એવા ન થાઈએ વીર;
ત્યાં દુશાષણ વલી સતીને પાસે ગયો, ત્યાં સતીનું તાણીયો ચીર. ૧૦૧
ત્યારે ધર્મ પુત્ર કહે લાજણહારા લાજશે, નહીં તો પ્રગટ થાય છે એમ કહી;
ત્યાં પનઈ નાંખી ભીમ થયા રવ રાતડા, પણ ધર્મ પુત્ર વારીઆ સહી. ૧૦૨
ત્યાં ગુરનર દેવ મન વેગે આવી ઉભા રહીઆ, તે સતીના પુરવા ચીર;
ત્યાં ભગત સરવે વેનતી કરીને એમ રોય છે, ભાઈ જેમ નદીએ આવે નીર. ૧૦૩
ત્યાં પાંડવ દેસ મુલક સરવે હારીઆ, અને હારીઆ હસ્તી ઘોડા અરથ ગ્રંથ ભંડાર;
તેણે કોરવે તાલા કુંચી સરવે કવજ કરી, અને ચીર કાઢીઆ પંચાવલી નાર. ૧૦૪
ત્યાં દેવે પુરણહારે પુરીઆ, તે ભગત પાંડવાના કીધા કાજ;
તે સંસાર સરવે દેખતા, દેવે આપે રાખી લાજ. ૧૦૫
ત્યાં દઈત દુશાષણે ચીર એક કર સાહીને અલગો કરીયો, તે સતી કેરો ચીર;
ત્યાં બીજો દેવે પુરીયો, ત્રીજો પુરયો જગદીશ તે સરવે હીર. ૧૦૬
ત્યાં કોરવ કહે એ બાઇએ કપટ કરીયો, જે બીજો અંગ ન દેખે જાત;
તે વલી કાઢીને જોઇ લીઆ, તો ત્રણ વરણ છે રંગી ભાત. ૧૦૭
ત્યાં ચોથો ચતુરભુજે પુરીયો, પાંચમો પુરીયો શ્રી બ્રહ્મ જાણ;
છઠો દયાળજીએ દયા કરી, સાતમો પુરીયો સારંગ પ્રાણ. ૧૦૮
તેના વરણ સફેદ લાલ લીલા પીલા પાંદડીઆ, ત્યાં શ્રી કૃષ્ણજી શામ પુરીઆ સાર;
ત્યાં દેવે પુરીઆ એકેક પટકોલ અણગણીઆ, તેનું વરણ કંથતા ન આવે પાર. ૧૦૯
ત્યારે પ્રભુ પૃથ્વી માંહે પ્રગટ થયા. ત્યાં સરવે દેવ દાણવ જોવા જાય;
ત્યાં નવ ખંડના ભુપાલ આવી મલીઆ, તે કહે એ દેવ ચઉદ ભમણનું રાય. ૧૧૦
ત્યારે હીર તે હરજી થયા તે જાણજો, અને વણકર તે વાસુદેવજ જાણ;
ત્યાં વસ્ત્ર સરવે એક તારના રૂપવંતા, તેની વાત વાગી નવખંડ માંએ જાણ. ૧૧૧
ત્યાં દેવે નવસો નવાણું ચીર સતી પાસે ખરા કરીઆ, તે સતીએ પેરીઆ સાર;
આ સતગુર વિદુર વ્યાસ એમ બોલીઆ, જે સતીની શુકરીતે ઉતરીઆ પાર. ૧૧૨
તે દેવે સતીને તારવા પટકોલ પુરીઆ, તે પોતે પુરીઆ ગુરનર જેહ;
એક ત્રાગડાના પટકોલ પુરીઆ, તે નવસો નવાણું પુરીઆ ચીર તેહ. ૧૧૩
તે પટકોલ પેરીઆ કામની, તે પોતે પુરીઆ ગુરનર જાત;
આ ગુર કહે અમે થોડા વરણ કહિઆ, પણ પટકોલના વરણ બહુ રંગી ભાત. ૧૧૪
જ્યાં ભીષ્મ, દ્રોણાચાર્ય ને કૃપાચાર્ય, અશ્વસ્થામા જોધ;
એ કોરવની સભાનું ઉંધો વળ્યો, જ્યારે પાંડવોનો કીધો વીરોધ. ૧૧૫

ભાઇ એ પાંડવાનું સમરથ પાસે શેઠ છે તે કેના ગાંજ્યા નવ જાય;
જેણે દેવે નવસો નવાણું ચીર ગંભીર પુરીઆ. પુરીઆ વઇકુંઠ કેરે રાય. ૧૧૬
તે વઇકુંઠ નાથે ચીર પુરીઆ, તે નાર પંચાવલીની રાખી લાજ;
તે દેવ અંતે આવી ઉભા રહીઆ, તે ભગતુંના કરવા કાજ. ૧૧૭
ત્યારે રાજા દુર્યોધન એમ બોલીઆ, એ બાઇ અમે છું અંધા અજ્ઞાન;
હવે સતી તમે અમારો તલ વચન મ સંચજો, અમે માગું એ વરદાન. ૧૧૮
હાજી તમે સાસરા ને અમે વવારૂં છું, તમે એવડી શું કરો છો વાત;
એ લખ્યું થયું અમારા કર્મનું, તે અમે કેને ન દઇએ ઉપગાત. ૧૧૯
એ રમત હારજીત ખત્રી વટ પાળવા, અમે રાજાની પટકોલ દાસી નાર;
અમે પાંડવા ભગતની સેવા કરવા વન ચાલસું, જ્યાંથી પામું વઇકુંઠ દેવ મોરાર. ૧૨૦
જો અહીં નવસો નવાણું ચીર દેવે પુરીઆ, તે અહીં જાણે જગ સંસાર;
ત્યાં પાંડવાને વન ચલાવીઆ, દુર્યોધન જઇ બેઠો રાજપર. ૧૨૧
તે પાંડવ સતગુરને વચને વન ચાલીઆ, સાચા સતપંથ પ્રમાણે થયા છે નીર;
તોએ પગ પાછો નહી માંડીયો, જો દઈત દુશાષણે નાર પંચાવલીના કાઢીઆ ચીર. ૧૨૨
ત્યારે પાંડવ તો વન ચાલીઆ, ત્યાં કોરવ કહે અમે રાજ કરસું બહુ કાજ;
બાર વરસ લગણ વન ભોગવશે, ત્યારે પછે અમે આપસું રાજ. ૧૨૩
એ પાંડવ બાર વરસ વન માંહે રહીઆ, ત્યાં સીરેવીઆ શ્રી મહારાજ સાર;
ત્યાં એક મને દેવને આરાધીઆ, ત્યાં વન પાનના. કીધા અહાર. ૧૨૪
ત્યારે દુર્યોધને દુરવાષા રૂષી મોકલીઆ, તેના સાથે વિદ્યાર્થી શાસ્ત્રી દીસે
દશ હજાર સાથ;
ત્યારે પાંડવે કષ્ટ કીધી એકઠી, પણ નાર પંચાવલી વેનતી કીધી જોડી હાથ. ૧૨૫
ત્યારે અબલા વેનતી કરીને વલ વલે, સામી તમે પોતે પધારો આપ;
દુર્વાસા વિદ્યાર્થી શાસ્ત્રી સાથે આશીરવાદ દઇ ગયો, તે આવી દેસે શ્રાપ. ૧૨૬
સામીજી તમે પેલા ગુર બ્રહ્માજીના વેદ વારીઆ, તમે શાહેર મથીઆ જેહ;
તમે ત્યાં ચઉદ રતન કાઢીને પ્રગટ થયા, અને ભગતુંને અમૃત પાયા તેહ. ૧૨૭
સામી તપ ધરણી ધરીને તુઠા હરી, તમે હુઆ થંભથી પ્રગટ થયા ભગતુંને કાજ;
ત્યારે પાંચ કરોડસું પહેલાજ તારીઆ, તેને દેવે આલીયો અવિચલ રાજ. ૧૨૮
સામીજી તમે બલ રાજા બાંધીને છલીયો, તમે ઇંદ્રનું ઇંદ્રાશણ રાખીયો જેહ;
તમે પોતાનું બીરદ પાલી રાંક બેઠો કરીયો, અને સહસ્ર અર્જુન લોહા
પાંજરે દીધા તેહ. ૧૨૯
સામીજી તમે શાહેરની પાજ બાંધીને પખાણ તારીઆ, અને દસ મુસ્તકનું
રાવણ રોળ્યો જેહ;
તમે ૯.ડમતને દ્રોણાગર પર્વતે જાઇ પ્રગટ થયા, અને સતી સીતાને લાવ્યા તેહ. ૧૩૦

સામીજી તમે ભગત હરિચંદ્રના લોઢા ખણુંગ હેઠેથી ઉગારીઆ સતી તારા રાણી, અને ત્યાં જઇ તતખણ કીધા તેના કાજ;
તે સાત કરોડસું ભગત હરીચંદ્ર નીપના, તેને આલીયો વઇકુંઠમા અવીચલ રાજ. ૧૩૧
સામીજી તમે દુઆ ફલપીને ગોકુલ રાખીઓ, તમે કરે ગોવરધન ડુંગર તોર્યો જેહ;
તમે પયારેથી પેસીને નાગ નાથીને કમલ લાવીઆ, આજ મુજ અબલાના પુરીઆ પટકોલ તેહ. ૧૩૨
સામીજી ત્યાં તમે તમારા ભગતની વેનતી સાંભળી, ત્યાં અનત બહુ મળ્યા જાત;
હવે પાંડવે તે કષ્ટ કીધા એકઠા, તે દુર્વાસા ભોજન તે કોણ માત્ર. ૧૩૩
ત્યારે સતીએ દેવને એવી વીનતી મોકલી, જ્યારે રૂખમણીએ થાલ પીરસ્યા જ્યાં;
ત્યાંથી સામી મન વેગે પોતે પધારીયા; તે દુર્વાસાના ભોજન કાજે આવ્યા ત્યાં. ૧૩૪
અમે ભુખીઆ બેની આજ છું, કાંહીક ભોજન હોવે તો આલો તત્કાર;
ત્યાં દેવે પાંદડા પીરસી, સહુને ભાત ભાતના આલીઆ અહાર. ૧૩૫
ત્યારે ત્યાં પાંડવોને બાર વરસ પુરા થયા, ત્યાં વરી ગઆ છે બોહોળે વન જ્યાં;
તે સમે ગુરનર પોતે પધારીઆ, તે સમે ધર્મ રાય હોતા ત્યાં. ૧૩૬
ત્યારે ત્યાં કાયા કષ્ટી છે અતી ઘણી, અને વન પાનના કીધા છે ભોગ;
આ ગુરનરને સાત દિવસ એણી પેરે રાખ્યા, ત્યાં થયા છે દરશણ સાંહીયા જોગ. ૧૩૭
ત્યાં ભગતે પાંડવે દેવને કાજે નીશાની કલ્પ વૃક્ષની લાવીઆ, ત્યારે ત્રેના પાસે કાંઇ ન હતું અન;
ભાઇ જો વનફળ આવા આરોગીઆ, તો શ્રી કૃષ્ણજી કહે બાર વરસના બમણા ભોગવીએ વન. ૧૩૮
ત્યારે દેવ હરી કહે ભાઇ પાંડવો તમે ધીરજ ધરો, અને આપે રહો આધીન,
જો રોપા આંબ ફલ પુરા ફલે, તો ત્યાં ભાજે ભીન. ૧૩૯
ત્યારે સાત સેવકને ધીરજ આવી, તે લેવા અમરાપુરી કાજ;
તેણે એણી તરે ગુરનરને પુજીઆ, તેના બણ એકના રાખી લાજ. ૧૪૦
ત્યાં દેવની વીનતી કરી દુર્યોધન પાંડવાને ઘરે તેડી લાવીઆ, તેને જઇ ઉતારા દીધા લાખના મીંદર માંહે જ્યાં;
ત્યારે પાંડવાને વીખ ભોજન પીરસ્યા, પણ સતી સત ન ચુકયા ત્યાં. ૧૪૧
ત્યારે દુર્યોધન લાખના મીંદર અગન લગાડીઆ, અને કીધું વીશ્વાસઘાતનું કર્મ;
ત્યાં પાંડવ લાગા ધ્રુજવા, ત્યારે જોષી સોહોદેવને પુછીયો મરમ. ૧૪૨
ત્યારે પાંડવ સુરંગે ચાલીઆ, તે જાઇ પોતા વેરાટ નગરી મીંજાર;
તેણે ત્યાં એણી પરે આપજ ગાલીઆ, ત્યાં સેવક થઇને કરીઆ કાજ. ૧૪૩
ત્યારે ભગત રાજ દુઆરે જઇ ઉભા રહ્યા, એ રાજા વેરાટ અમે તમસું એમજ કહું;
ભાઇ અમને તો વેશા વીખમ આજ છે, અમે પાંડવાના વીસ્તાગરા છું. ૧૪૪

એહુ પાપી કૌરવે પોતાની કુલ નીખેદ કરી, અને જુગમાં ખોયો પોતાનું નામ;
એવું લાખના મંદિર માંહે પરં જાણીને હોમીઆ, અમે તાંસુ કરતા કામ. ૧૪૫
ત્યારે રાજા વેરાટની પાસે રાજા જુજેશઠણને બેસાડીઆ, ત્યાં સરવે ભાઇ પર-
ણામ કરીને દેવે માન;
ત્યાં જોષી સહેદેવ શાસ્ત્ર વાંચીયાં, ભીમ મધસુધન સંધ શ્વાન. ૧૪૬
ત્યારે રાજા વેરાટને ઘરે પાંચે પાંડવે સેવા કરી, ત્યાં નકુલને છોડીઆ દરવાજે સહી;
અર્જુને અભીમાન ગાલી કરી, છાગર લીધી જઇ. ૧૪૭
ત્યારે રાજા વેરાટ પાંડવાને પુછે વીચાર, ભાઇ તમારી સ્ત્રીને મોકલો મોલમાં
જ્યાં છે અમારી નાર. ૧૪૮
જ્યારે દ્રોપદી આવિ મંદિર અવાસ, તેતો જઇ ઉભી પટરાણીને પાસ. ૧૪૯
ત્યારે રાણી દ્રોપદીને દેખી કરે વીચાર, ભાઈ એવિ સુંદરી અમે કોઇ ન દીઠી નાર. ૧૫૦
ત્યારે આવો બાઈ સહુ રાણી ઉપર દયા કરે અપાર, હવે બાઇ તમને અમે
પહેરાવાએ સાળ શણગાર. ૧૫૧
ત્યાં કહીયો કચક રાણીનો બંધવ આવીયો તેણે ઠાર, તેણે દ્રાપદીનું રૂપ
દીઠું તેણીજ વાર. ૧૫૨
તે એમ બોલ્યો જે સતી દ્રોપદી તું અમ સામું જોય, હાંરે દાસી તું મુજ
પાસે આવો જોય. ૧૫૩
હું તો તુંને તેડાવીસ દેરામા સુણ નાર, કહીયો કચક બોલ્યો તેણે ઠાર. ૧૫૪
ત્યારે સતીએ આવા કઠણ વચન સુણી ગયા પાંડવાને દુઆર, ત્યાં જાઇ ઉભા
રહીઆ પંચાવલી નાર. ૧૫૫
ત્યાં સતીએ દઇંતનું ભાવ સરવે કહીયો આહે, જે દઇંત કહીયા એ અમને
બોલાવીયા છે દેરા માંહ. ૧૫૬
તે પાંડવો તમ તમારા કરજો કાજ, નહીં તો પાંડવ કુળની જાવસે લાજ. ૧૫૭
ત્યારે પાંચ પાંડવ મલીને ભીમસું વીચારજ કરીઆ, ત્યારે ભીમસેન નારીનું
રૂપ ધરીને દેરા માંહ સંચરીઆ. ૧૫૮
ત્યાં ભીમે દઇંત કહીયાને લીધો બોલાય, તે બેહુ જણા ચાલ્યા દેરા માય. ૧૫૯
ત્યાં દેરા માંહે બેઠા જાઇ બેઉ જણા, ત્યારે દઇંતે ખેલ હસરત માંડીઆ ઘણા. ૧૬૦
ત્યાં ભીમસેનના મનમા ઉઠી છે જાળ, ત્યાં ભીમે કહીયો દઇંત માર્યો મહા વીકાળ. ૧૬૧
તે દઇંતને ભીમે દેરાની કુંભી તલે ચાંપી ધરીયો, ત્યા લખી અંક્ષર ભીમ
બાહેર નાસરીયો. ૧૬૨
ત્યાં વાણું વાયું લોક જાગ્યા સરવે કોય, ત્યાં રાજા વેરાટના સભામાં ચર્ચા હોય. ૧૬૩
ત્યા સરવે સભાના મનમાં ઉપનું ક્રોધ, જે આ સારૂ સુઓ મોટો જોધ. ૧૬૪
ત્યારે જે કોઇ રાજા વીરાટ પાસે ઉભો રહે, તે મેં મારીયો મં મારીયો
સહુ કોઇ કહે. ૧૬૫

ત્યારે અગન દાગ દેવાને પોઢ્ઠાને કાઢયો તીર્થ માંહેથી બહાર, ત્યારે ભીમ-
સેનને સાથે તેડીયો તેણીજવાર. ૧૬૬
ત્યારે દઈતને દાગ દેવા સારૂ ભીમને લીધો તેણેજ કાજ, ત્યારે ભીમે બાર
વનના લાકડા લાવીઆ ક્ષણ એકમા ત્યાંજ. ૧૬૭
તે કાષ્ટ લગાડી ઉઠી મોટી જાળ, ત્યારે ભીમે સો (૧૦૦) ભાઈ સમેત કહીયો
દિધો અગન માંએ ઘાલ. ૧૬૮
ત્યાં સરવે એકસો ભાઈ પરવાર. તે સહુનું ભીમે વારીયો સંગારે. ૧૬૯
ત્યારે ભીમે કહીયો કચક મારીયો સો ભાઈ સમેત, ત્યાં જીભ કાઢી અનામત
રાખીયો એક અચેત. ૧૭૦
ત્યારે ભગત પાંડવ બાર વરસ ગુપ્ત રહીઆ, તે દાસપણામા હોય;
ત્યારે દુર્યોધન જેમત મલ મોકલીઆ, ભીમ ત્યારે છતાં થયા સોય. ૧૭૧
ત્યારે ભીમ ભોજન માગીઆ, અલુ ઢગલા જેહ;
ત્યારે સતીએ સમર્યા શ્રી કૃષ્ણજીને, ત્યાં ભોજન પુરીઆ તેહ. ૧૭૨
ત્યારે જેમત મલ તે સરવે દેસના રાજા જીતીયા, તે વેરાટ નગરે આવીયા જેહ;
ત્યારે ભીમે ભોજન પીરસીને આકાસે ઉડાડીયા, જેમત મલ એવાને તેહ. ૧૭૩
ત્યારે જેમત વલતો ત્રન દાડે આવીયો, તેની ખબર ગઈ દુર્યોધન હતો જ્યાં;
આપણે ફોગટ લાખના મીંદર લગાડીઆ, પાંડવ જીવતા છે ત્યાં. ૧૭૪
ત્યારે દુર્યોધનના આથમણેથી દલ આવીઆ, ત્યારે રાજા વેરાટ પાસે ઢાલી
બોંભ જેહ;
એક ઉતરા કુંવર ઘરે અલગો રહીયો, બાકી સરવે દળ સાથે તેહ. ૧૭૫
ત્યારે સમર દળ વારીઆ, અને ઉગમણા ગયા જેહ;
ત્યારે અરજણે ઉતરા કુંવરને ઉઠાડી, રથે બેસાડીઆ તેહ. ૧૭૬
ત્યારે અરજણ બોલીઆ સતસું, ભાઈ આપણો ક્ષત્રી ધર્મ તે જાય;
ત્યારે ઉતરા કુંવર બોલીઆ અનમના, ભાઈ મુજથી તે કાંહી નવ થાય. ૧૭૭
ત્યારે અરજણે ઉતરા કુંવરને બાંધીઆ છે અંગસું, અને સમરીને ઝાડેથી
હથીઆર લીધા હાથ;
ત્યારે અરજણે વેગે રથ પલાણીઆ, સમર્યા શ્રી કૃષ્ણને લીધા સાથ. ૧૭૮
ત્યારે જેમ દીન ઉગેને સુરજ ચડે, તેમ બાણ એકના સહસ્ર લાખજ હોય;
ગામ ધેને એમ થઈ દળ વારીયો, તે રાજા વેરાટ પુરીઆ સોય. ૧૭૯
ત્યારે ઉતરા કુંવર ધણ વારીને લાવીયા, ત્યાં દુર્યોધન પટુંતરો જોય;
ત્યારે પાંડવે રાજા વેરાટને ઘરે બાર વરસ સેવા કરી, ત્યારે સંધ સરવે પુરી હોય. ૧૮૦
ત્યારે તે સંધે પાંડવ પ્રગટ થયા, એ શામી અમથી બહુ અપરાધ થયા આહેં;
ત્યારે રાજા વેરાટ એક પગલે ઉભા રહિઆ, તે અમને માફ કરજો રાય. ૧૮૧

ભાઇ એ ક્ષત્રીવટ ધર્મ પાળવો; અમને દેવે લખીયો હતો જેહ;
તે અમે તમારો અન પાણી આરોગીયો, તે પેલા અમોને માફ કરજો તેહ. ૧૮૨
ત્યારે રાજા જુજેશઠણને બાર વરસ પુરા થયા, ત્યારે ગયા હસનાપુરી હોતી જ્યાં;
એક રાતમાં આવી મલીઆ. ભાઈ સાત ક્ષોણ દળ જોધા ત્યાં. ૧૮૩
ત્યારે તે સાંભલીને શ્રી કૃષ્ણજી, અને પોતે પધારીયા છે જ્યાં;
ભાઇ એ પાસે રહીને તમે શું આરોગસો. એ પાંડવ પોતે ભુખ્યા આવ્યા છે ઈયાં. ૧૮૪
ત્યારે શ્રી કૃષ્ણજી બોલીઆ ભાઇ કોરવો, આ પાંડવ ભાઈ તમારા સોય;
તે પાંડવે રાજપાટ સરવે મુકીઆ, તમે એને પાંચ ગામ આપો જોય ૧૮૫
જો અમે સો ભાઈ જીવતા. તો સુઈના નાકા જેટલો ન આલીએ અમે;
પણ અમે જાણુતા જે તમે ડાહ્યા છો, પણ ભોળા ભરવાડ છો તમે. ૧૮૬
જે યુદ્ધ કરતા જીતસે, ભાઇ તે ત્યાં લેસે રાજ;
ચોવીસ વરસ સુધી સુખ ભોગવીઆ. વળી તે સું લઇ આવ્યા છો આજ. ૧૮૭
અમે અઢાર ક્ષોણ દળ ને સો ભાઇ છીએ, અને એના તે પાંચઈ વીર;
એની તે સુરાતણ ત્યારે પરખ્યા, જ્યારે પંચાવલીના કાઢયા ચીર. ૧૮૮
એ ભાઇ પાંડવો તમે બળીઆ હોતો આવજો અમ સામું, તે યુદ્ધ કરવાને કાજ;
અમે સો ભાઈ અઢાર ક્ષોણ દળ આવટશું, ત્યારે પછે લેજો રાજ. ૧૮૯
ત્યારે જોષી સોહોદેવ શાસ્ત્ર વાંચીયા, ભાઇ એવા શામ વેદ કહે જેહ;
આજ વેદના માંડીયા તે પુરા પડયા, આજ જુધ કરન પાસે છેહ. ૧૯૦
અમે ત્યાં પાસે પાંચ પ્રાણી ચાલસું, ત્યાં શ્રી કૃષ્ણજીને લેસું સાથ;
જેણે દેવે ડાબા કરથી ગોવર્ધન તોળીઓ, તો અઢાર ક્ષોણ કોણજ માત્ર. ૧૯૧
ત્યાં શ્રી ગુર વીદુર વ્યાસે મુરત જોઇને આલીયો, ત્યારે કુલ ક્ષેત્ર જોવા
ગયા તતખેવ;
ત્યાં ટીટોડીના ઈંડા આપ દ્રષ્ટે પડીઆ, તે તમે રાખજો હો દેવ. ૧૯૨
ભાઇ અઢાર ક્ષોણ દળ ઇ આવટશે, અનેક રાજા ગોત્ર;
ત્યાં હસ્તીના તો લાખો ટોળા પડે, એ ટીટોડીના ઈંડા તે કોણ માત્ર. ૧૯૩
ત્યાં દેવે લખ્યો હશે તે થાયસે, પણ ટીટોડીના ઇંડા ઉપર કેવો મેટ વીર;
તે સામીજી ઈંડા રાખજો, ભાઈ પાંડવો તમે જુધ કરજો ધીર. ૧૯૪
ત્યારે કુલ ક્ષેત્ર જોઇને ઘર આવ્યા. ત્યારે ગુર વિદુર વ્યાસે શાસ્ત્ર વાંચ્યા જેહ;
જે રણ થંભ આગલથી રોપશે, ભાઈ યુદ્ધ જીતસ તેહ. ૧૯૫
ત્યારે કોરવે આગલથી રણ થંભ રોપીયો, અને ચોકી મેલી જ્યાં;
તે રણ થંભ ભીમે વાંકો કર્યો. તે કુલ ક્ષેત્રમા ત્યાં. ૧૯૬
ત્યારે કુંવર ગડી ગટકો આવીયો, હું તો કુલ ક્ષેત્ર જોવાને જાઉં;
જે યુદ્ધ કરતા હારસે, હું તેના પાસે થાઉં. ૧૯૭

ત્યારે તે કુંવરના હાથમા ત્રન તીરને એક કાંમઠો, તેના પાસે બીજો દીસે ન કોઇ;
એક આલખીને બીજો મારસે, ભાઇ સંગ્રામ જીતસે સોય. ૧૯૮
ત્યારે દેવે જાણીયો જે કુંવર તો બત્રીસ લક્ષણો છે, તે કહે શામી મુજને જુધ જોવાનું કોડ;
તો તેને દેવે અરધો મુસ્તક છેદાવિયો, તો ત્યાં બેઠા જોય હોડ. ૧૯૯
ત્યારે રાજા જુજેશઠણ કહે સામી તમે રથે બેસજો, તે યુદ્ધ કરવાને કાજ;
તો શું પાંડવો મુજ સારૂ જીતસો, તમે રથેથી નીસરી જાઓ આજ. ૨૦૦
ત્યારે ગુર વિદુર વ્યાસે શાસ્ત્ર વાંચીયા, અને શાસ્ત્ર બોલીઆ તતખેવ;
તે વેદના માંડીયા શામી તમે પુરા પાડયા, હવે સામી તમે પ્રગટ થાવોની દેવ. ૨૦૧
સામીજી તમે પહેલા આઠ દાણવ પરલે કર્યા, સર્વે દેવોના સાર્યા કાજ;
હવે અમે પ્રાણું ઝાલીને પાસે ઉભા રહેસું, શામીજી તમે રથે બેસજો આજ. ૨૦૨
ભાઇ હું તો હવે ઘરડો વૃદ્ધ થયો, હવે મને મોહોકમ થાજો નીરવાણ;
પેલા આઠ દઇંત અમે મારીઆ, ત્યારે હું હતો જુવાન. ૨૦૩
ત્યારે સામા દળ આવી આથડીઆ, ત્યારે ભીમ દુશાષણ હોય;
ત્યારે ભીમે દુશાષણના દશ સહસ્ત્ર હસ્તી ગગનમા ઉડાડીયા, ભાઇ પહેલા જગડો જીતીઆ સોય. ૨૦૪
ત્યારે દેવની રજા લઇને અરજણે બાણ પુરીઆ, તેના એકના દસ સહસ્ત્ર લાખજ થાય;
ત્યારે અઢાર ક્ષોણ દળ ઉડી ગયા, ત્યારે દઇંત દુર્યોધન નાસી જાય. ૨૦૫
ત્યારે ભીમે દઇંત દુશાષણને મારીઆ, અને પાંડવ જગડો જીત્યા આય;
દુશાષણે જેણે હાથે ચીર કાઢીયા, તે હાથ ભીમે છેદી કાઢીયા તાય. ૨૦૬
ત્યારે દુર્યોધન માન સરોવરમા જાઇ નાસીયો, ત્યાં ભીમે જાઇ કહયો ભાઇ આ તે સું કીધો કાજ;
તેં સો ભાઈ અઢાર ક્ષોણ દળ મરાવિઆ, તોએ તુને ન આવી લાજ. ૨૦૭
ભાઇ ભીમ દીસે છે એકલો, હવે હું બહાર નીસરૂં છેક;
અમારો વેર સગલો તો વલે, જો ભીમને મારૂં એક. ૨૦૮
ત્યારે ભીમે ભુજ ધરીને રાખીઓ, અને પાટુ દીધી જ્યાં;
ત્યાં દેવે શ્રી બુધ રૂપ ધરીને બલ મુક્યું, ભાઈ તેનું મસ્તક લખ્યું ત્યાં. ૨૦૯
ત્યારે ગાંધારીએ સુગી પાળ્યો, જે મારી દેહ કરૂં ત્યાંજ;
જો સો પુત્ર મારા ગયા, તો અન પાણીસું લઉં આજ. ૨૧૦
ત્યારે દેવે ચીનગી મુકી ખુદયા તણી, અને સો પુત્રને ચેહેમા સીચાવ્યા જ્યાં;
ત્યારે દેવે કારસું આંબો પયદા કર્યો, અને ભુખની ચીનગી મુકી ત્યાં. ૨૧૧
ત્યારે રાજા જુજેશઠણ પુછીઆ, હવે સામી અઢાર ક્ષોણ દળનું પાપ ઉતાર;

હવે ભાઇ જગન માંહેથી દેવ ઉઠીયા, તેણે લીધો બુદ્ધ અવતાર. ૨૧૨
ત્યારે પાંડવ પ્રગટ થયા, ભાઈ રાજકુલ બહુ ગોત્ર;
જે આપણા પાસે શ્રી કૃષ્ણજી આવી બેસતા, તે થયા ગુપ્ત અવતાર. ૨૧૩
ત્યારે રાજા જુજેશઠણ વેગે વખાણીયા, તેણે માથે લીધો કર્મ;
ત્યાં ગુર કહે પાંડવો તમે બાર વરસ વનમા રહીયા, ત્યાં સેવું સમરીયો ધર્મ. ૨૧૪
ત્યારે ગુર વીદુર વ્યાસે વેલા ઓલખી, અને ખુદારથી બેએ જીવ મોકલ્યા જેહ;
ત્યારે રાજા જુજેશઠણ મહાધ્વન ભાગા નાસતા, હવે આગલ થઇ છે એહ. ૨૧૫
ભાઇ એ તો કુદરતી જીવ છે, રાજા તમ પાસે રાખજો તેહ;
જે વેલાએ શ્રી નારાયણ દેવ માગશે, ભાઇ ત્યારે હજુર કરજો એહ. ૨૧૬
ત્યારે રાજા જુજેશઠણ છ માસ સુધી જીવ બે રાખીયા, ત્યારે દેવે લીધો છેવ;
તે મહા કષ્ટ કસ ભોગવીઆ, ત્યારે સાર કીધી જીવ. ૨૧૭
ત્યારે રાજા જુજેશઠણે બ્રાહ્મણને તેડાવીઆ, ભાઇ અમારે અઢાર ક્ષોણ દળ મારીઆનું કેમ ઉતરે પાપ;
રાજા તમે જગન રચાવો બ્રાહ્મણ વરો, જગન મોટો મંડાવો આપ. ૨૧૮
ત્યારે પુન તે પાપને છેદસે, અને ઘણીક બ્રાહ્મણની સેવા કરજો જેહ;
એવા સુવર્ણના થાલ બ્રાહ્મણને પુરજો, બ્રાહ્મણ સહુને નોતરજો તેહ. ૨૧૯
ત્યારે રાજા જુજેશઠણે જગનજ માંડીયો, અને સહુ સંતોખીયા જેહ;
તે વેલાએ બ્રાહ્મણનું કહ્યું કરીયું, પણ જોષી સોહોદેવને ન પુછીયું તેહ. ૨૨૦
હાંરે રાજા તમે ભીમને પીરેલ મોકલજો, કોઇ ચંડાલ આવશે સીધ;
તેની આભડ છોત જગનમા ઉપજશે, તેથી જગન થાયસે રદ. ૨૨૧
ત્યારે ત્યાં દેવે આઠમું રૂપ શ્રી કૃષ્ણજી સંપુર્ણ કીધો સુધ, ત્યારે પછી જગનમાં પ્રગટ થયા શ્રી બુધ. ૨૨૨
ત્યારે શ્રી કૃષ્ણજીએ ધરીયો બુધ અવતાર, ત્યારે પેલો શ્રી કૃષ્ણજીએ દઇત કંસાસર મારીયો જેહ;
ત્યારે પછે શ્રી બુધ રૂપ ધરી ગુપ્ત, દુર્યોધન સંગારીયો તેહ. ૨૨૩
ત્યારે આઠમું રૂપ હરી દેવ મુરાર, ત્યાં શ્રી હરીએ ધરીયો શ્રી કૃષ્ણજી રૂપે અવતાર. ૨૨૪
ત્યારે દઈત કંસાસરને મારીયો જેણીવાર, પછી સંસારમા પ્રગટ થયા મોરાર. ૨૨૫
ત્યારે આઠમે શ્રી કૃષ્ણજી રૂપે દઈત કંસાસરને માર્યો, ત્યારે ભગત *સોદેવને તાર્યો. ૨૨૬
ત્યારે પછે સંસારમા પ્રગટ થયા મુરાર, ત્યારે સરવે સંસારે ઓલખ્યો જાણ;
ત્યારે શ્રી કૃષ્ણજીની માતા તો દેવકી કહીએ, અને પીતા તો વાસુદેવજ કહીએ. ૨૨૭
ત્યારે ગુર તો વીદુર વ્યાસજ જાણ, અને સખ્તી તો રાણી રૂખમણી પ્રમાણ. ૨૨૮

* જરાસંધ રાજાનો પુત્ર.

ત્યારે સ્વસથાન તો ગોકુલપુર નગરી જાણુ, ક્ષેત્ર તો મથુરાપુરી નગરી પ્રમાણ. ૨૨૯
ત્યારે નરે દારીયો દાણવ તો મામો કંસાસર જાણ, ત્યારે ભગત સોહિદેવ ઉધારીયો નીરવાણ. ૨૩૦
ત્યારે ચાર લાખને બત્રીસ સહસ્ર શ્રી કૃષ્ણજી રૂપે જાણ, ત્યારે શામ વેદ હોતા પ્રમાણ. ૨૩૧
જ્યારે આઠમું અવતાર શ્રી કૃષ્ણજી રૂપ સંપુર્ણ સહી, એવી ગુર બ્રહ્મા પીર ઇમામ શાહા વાણી કહી. ૨૩૨

# અવતાર નવમો.

શ્રી સતગુર બ્રહ્માજી વાચા સાચીરે સાચ, એવી ગુરજી બોલીઆ વાચ. ૧
જ્યારે નવમું અવતાર હરીએ ધરીયો સહી ત્યારે શ્રી બુધ રૂપે દેવે ફારસી વાણી કહિ. ૨
ત્યારે શ્રી બુધ રૂપે ફારસી બોલ્યા મીર, તે દેવે કેડ બાંધી તરવાર ને તીર. ૩
ત્યારે મુખ ચંચા પગ વંકા જાણ, પગે કોશ પેરે દિવાન. ૪
ત્યારે ફારસી મુખે શ્રી હરી કહે, તેના પાસે કોઇ ઉભો નવ રહે. ૫
જ્યારે મહાવીકટ રૂપ હરીનો દીઠો છે આય, તે પાંડવાને દ્વારે ઉભા છે જાય. ૬
ત્યારે દ્વારમાં ભીમ ઉભો છે આગેવાન, તે દ્વારમા ભલો બુરો કોઇ ન પામે ઠામ. ૭
ત્યારે મહા વીકાળ રૂપ ભીમે દીઠો છે નારાણ, ત્યારે ભીમસેન બોલ્યો વાણ. ૮
ત્યારે ત્યાં ભીમે સત બોલીને વાણી કહી, ભાઇ ક્રીયા પાલે તે ધર્મી સહી. ૯
ત્યારે તુજ કાયા મધે જીવ છે તે કોણ મર્મ, તમને કીઆ પાપનું લાગો છે કર્મ. ૧૦
ભાઈ તારા જગનમા આસા કરી આવ્યો છું હું, મહા ખુદારથી ભુખ્યો છું હું. ૧૧
ભાઇ તમારે હાજર હોય આપો જેહ, ત્યાં શ્રી હરી કહે મુજ દુબલાને આપો તેહ. ૧૨
ત્યારે ભીમ કહે ભાઇ હું ઇયાં રખવાલી પરોળે છું, તે સત કહું છું સહી માનજો તું. ૧૩
ભાઇ ભોજન વેલા થઇ છે આય, ભાઈ સુનક કર્મ એળે જાય. ૧૪
ત્યારે હરી કહે મારે ભોજનસું નહી કામ, મુને જાવા દે જ્યાં રાજા જુજેશઠણ બેઠા ઠામ. ૧૫
જે આવા રૂપની શંકા આણે છે તું, તો તારી સંકા ટાલવા આવ્યો છું હું. ૧૬
ત્યારે ભીમ કહે ચંડાલ વચનસુણ તું મોય, અને આગે જાણેકી રજા નહી તોય. ૧૭
જ્યાં રાજા જુજેશઠણ હોમ જગનજ કરે, ત્યાં બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ૧૮

ત્યાં હોમ જગન તણો આરંભજ હોય, ત્યાં ચંડાલ તારો મુખ દેખે ન કોય. ૧૯
ત્યારે હરી કહે ભીમ સરવે વચન સુણો ભોય, તો ચંડાલની વાત કહું છું તોય. ૨૦
અહીં બ્રાહ્મણ સર્વે છે અશુદ્ધ, તે આજ અવતાર પાત્રકી ન જાણે સુદ્ધ. ૨૧
તે આજ સર્વે પેટને કારણે વાંચે ઠાલા વેદ, તેણે કરી આજ તે અમને કરે નીષેધ. ૨૨
હવે બ્રાહ્મણ માંહેથી બ્રહ્મજ ગયા, તે ગુર બ્રહ્માજીકા રૂપ તે નબી મહુમદ લીયા. ૨૩
હાંરે ભાઇ બ્રાહ્મણ આગલ એસા હોય, તે મહા લપટી કપટી સોય. ૨૪
તે હરી ઉપર હેતજ આણે નહી, તે અથર વેદને ન માને સહી. ૨૫
તે ગયા વેદની જાણે વાણ, તેને તું સહી ચંડાલ કરીને જાણ. ૨૬
જે બહોત વેદ વાંચેને અડસઠ તીર્થ જાય, નીત નીત સ્નાન ગંગાનું નાય. ૨૭
આજ પત્થર મુરતની પુજા કરે જો જાય, તે ચંડાલ પાક કેમ થાય. ૨૮
ત્યારે સુણોરે ચંડાલ ભીમ કહે છે આય, જગનને ઠોરે ભલા બ્રાહ્મણ ક્ષત્રી
બેઠા છે આય. ૨૯
તે ત્યાં અચરત વાત દીસે છે ઘણું, તે ત્યાં વેદ સુણે છે બ્રાહ્મણ તણું. ૩૦
ત્યાં સર્વે વેદની રચના સુણે છે એક મનજ હોય, ત્યાં તારો ચંડાલ મુખ
ન દેખે કોય. ૩૧
હરે ભીમ હરી કહે છે સુણ તું વચન મોય, સર્વે ચંડાલ તણી વાત કહું તોય. ૩૨
જે ક્ષત્રી માજન બ્રાહ્મણ હોઇને દયા નવ ધરે, અને ઉપર આવી બ્રહ્મ
જ્ઞાનની નીંદા કરે. ૩૩
તે વાછડા વોણી વારે ગાય, તે પર પ્રાણ મારતા દયા નવ થાય. ૩૪
જે આપણા જીવને કારણે પર જીવની હીંસા કરે, તે આવા બ્રહ્મ જ્ઞાનને દીલ
માંહે નહી ધરે. ૩૫
જે લોક મનમાં કુડ કપટી ક્રોધીજ હોય, તે તમે ભીમ ચંડાલ કરી લેજો જોય. ૩૬
જે બહોત નાય ધોય આચાર વીચાર કરી અડસઠ તીર્થ નાવે જઇ, આજ
નારાયણ દેવ દશમા અવતારને ઓલખે નહી. ૩૭
તેનું જન્મ જન્મ એરે જાય, તે ચંડાલ ભીમ તે પાખંડમા જાય. ૩૮
બીજા સતપંથમા હોઇને નહી પારે સત ધર્મ, અને ઉપર ચોર દંતના કરશે કર્મ. ૩૯
દસોંદ ન આલે અને બ્રહ્મ કુળનું ખાય, તે હાલ નહી ગુજારે ગતમાંહે ન જાય. ૪૦
અમીરસ ન પીવે ન સીખે આવા બ્રહ્મ જ્ઞાનની વાણ, ભીમ તેને તું ચંડાલ
તે સહિ કરી જાણ. ૪૧
આવા સત ધર્મ લઇને પર હરી જાય, ઉપર મુખી મતની નીંદા કરીને
ઘેર દસોંદજ ખાય. ૪૨
વરી નીશાની વેળા હાજર નહી થાય, તે ચંડાલ ભીમ પાક નહી થાય. ૪૩
એસા વચન સુણી ભીમ અચંબે થાય, એ તો અવતાર પાત્ર દીસે છે આય. ૪૪

તે તો કહે છે સર્વે અગમ નીગમની વાત, એની કાયા એવી દીસે છે પણ
કોઇક મહા વીખ્યાત. ૪૫
ત્યારે ભીમ કહે શામી તમે અહીં ઉભા રહો સહી, જે હું રાજા જુજે-
શઠણને પુછું જઇ. ૪૬
ત્યારે ગયા ભીમ ને લાગી વાર, પરોળે દેવ શ્રી બુધ રૂપે ઉભા છે બહાર. ૪૭
ત્યારે ભીમ કહે સુણો રાજા કહું અચરત વાત, દ્વારે એક ઉભા છે પુરણ
મહા વીખ્યાત. ૪૮
એ તો સર્વે વાત અગમ નીગમની કહે છે હો આયે, એવો મહા પાત્ર દ્વારે
ઉભા છે હો રાયે. ૪૯
ત્યારે રાજા જુજેશઠણ સાથે પાંચે વીર વીચારે જ્યાં, એ કોણ સરૂપ છે કહોને
હો ભીમ ત્યાં. ૫૦
સામીજી તે પાત્રના પગ વાંકા મુખ ચંચા ગળત કોડ શરીરે વહે છે જ્યાં,
ને પાત્ર વાણી અમરત ઓચરે તે પોળે બેઠા છે ત્યાં. ૫૧
ત્યારે રાજા જુજેશઠણ ભાઇયુંને પુછે ભેવ, એ કોણ પાત્ર છે હો સોહોદેવ. ૫૨
ત્યારે વાંચી વેદને સોહોદેવજ કહ્યા, આજ શ્રી બુધ અવતાર તે શ્રી કૃષ્ણજી થયા. ૫૩
તમે મુકી જગન હરિને મલવા જાવો, આવો પ્રસંગ હવે ફેરી નહી પાવો. ૫૪
ત્યારે સગલા બ્રાહ્મણ રાજા જુજેશઠણને કહે છે આય, હાંરે રાજા એ ચંડાલનું
મુખ કેમ જોવાય. ૫૫
ત્યારે બ્રાહ્મણે જગનમા ગલીના પડદા બંધાવ્યા સાત, તેણે તો માંહે માંહે
ખાધી છે ધાત. ૫૬
જ્યારે બ્રાહ્મણે વચન બોલ્યા છે જ્યાંએ, ત્યારે દેવે શ્રાપ દેઇને ઉથાપ્યા ત્યાંએ. ૫૭
ત્યારે પાંડવ દેવનું દર્શન કરવા પોતે ચાલ્યા જાય, ત્યારે ભીમે કાંડા ઝાલી
બ્રાહ્મણોને બહાર કાઢયા ત્યાંય. ૫૮
ત્યારે ગલીના પડદા બંધાવી બ્રાહ્મણને વચને રાજા ગયા, ત્યારે હરીને દ્રષ્ટે
ગલીના પડદા ઉજલા થયા. ૫૯
ત્યારે ભુલા બ્રાહ્મણ ઉતમ દેવનું દર્શન ઓલખ્યો નહી જેહ, હવે કલજુગ
માંહે તમે ભીખ માંગી ખાજો તેહ. ૬૦
હવે સર્વે ભુલા બ્રાહ્મણ જોષી સોહોદેવજ કહે, આવા અવતાર પાત્રની
ખબર નવ લહે. ૬૧
ત્યારે પાંચે પાંડવ હરી પાસે દર્શણ કરવા જાય, તે જાઇને લાગા પાંય. ૬૨
ત્યારે રાજા જુજેશઠણ દેવસું વિનતી કરે મનમા હરખજ ધરી, આજ અમ
ઉપર ભલે કૃપા કરી શ્રી હરી. ૬૩
આજ સર્વે જુગકા પાપ હમારાં ગયા, જબ જગદીશકું નંયણે દેખીયા. ૬૪

હવે શામી હમારો જગન પુરો થયો આજ, જ્યારે ઘેર પધારીઆ શ્રી મહારાજ. ૬૫
ત્યારે પાંચે પાંડવ કર જોડી રહ્યા, જે સામીજી તમારા આણી ઠામે ચરણ
ભલે પધારીયા. ૬૬
એ પાંડવો તમે જગન મંડાવ્યો કાંય, જો હું તમોને વારી ગયો હતો હો રાય. ૬૭
એ સામી અમે બ્રાહ્મણુંને વચને ભુલા જોય, અમે દેવનું વચન લુપ્યો સોય. ૬૮
એ ભાઇ જો તમે વેધો ગાય ને રાખો ઈમાન, તો વઇકુંઠમા પામો ઠામ. ૬૯
શામીજી અમે તમારો કહયો કરસું દેવ કીરતાર, પણ એ ગાય વિરોધ્યાનું
કોણ વિચાર. ૭૦
ત્યારે ભગત પાંડવાસું શ્રી બુદ્ધ બોલ્યા ધરીને હેત, સુણોને પાંડવા તમે અઢાર
ક્ષોણ માર્યા રણક્ષેત્ર. ૭૧
ત્યારે તેનું પાપ તમ શીર રહયો છે સહી, તે પાપ નીંદા કરાવ્યા વીના
કંઇ ઉતરે નહી. ૭૨
જેમ જેમ લોક તમારી નીંદા કરે, તેમ તેમ આવા મહા પાપ ઉતરે. ૭૩
ત્યાં એસા વચન શ્રી બુધજી બોલ્યા ભગત કરે વીચાર, ત્યારે જગનમાં કામ-
ધેન આણી તેણીવાર. ૭૪
ત્યારે શ્રી બુધજીનુ વીકટ રૂપ દેખીને કામધેન એમ ઓચરે, ભાઇ એ ચંડા-
લનું વચન તે પાપી પાંડવ કરે. ૭૫
ભાઇ આજ ગાય બ્રાહ્મણને ઘેર પુજે છે સબ કોય, પણ એ ચંડાલને વચને
પાપી પાંડવ મારે છે મોય. ૭૬
ત્યારે શ્રી બુધજીનો રૂપ જોઇને ગાય કામધેન કરી અભીમાન, ત્યારે શ્રી
બુધજી ફારસી બોલ્યા નીરવાણ. ૭૭
ત્યારે શ્રી બુધજી ફારસી બોલ્યા કામધેન ગાયને કીધો ભાંડ, હવે તું કલજુગમાં
ગલું કપાવીને વીષ્ટા ખાજો હો રાંડ. ૭૮
ત્યારે પાંડવે હરીના વચન સીર ચડાવ્યાને વારોધી ગાય, ત્યારે તેનું મુસ્તક
રાજા જુજેશઠણે લીધો સીર ચડાય. ૭૯
ત્યારે ચાર ચરણ ચાર બંધવે સીર ચડાવ્યા, ત્યાં ચામ દ્રોપદીએ ઓઢયા ત્યાં. ૮૦
ત્યારે શ્રી બુધજી કહે ભાઇ પાંડવો જો તમે કહયો અમારો કરો, તો હસના-
પુરીની બજાર વચેથી ગાય મુસ્તકે લઇને નાસરો. ૮૧
ત્યારે ભગત પાંડવોને ચોતરફથી રગત ઉતરે, સહુ કોય જાપ મુખેથા શ્રી
બુધજીનું આચર. ૮૨
જ્યારે હસનાપુરીના ચોવાટમાંથી પાંડવ ચાલ્યા જેણીવાર, ત્યાં સરવ નગર
માંહે પડી પુકાર. ૮૩
ત્યારે સર્વે નગરના લોકે પાંડવાની નીંદા કરી જેણીવાર, તતક્ષણ પાપ ઉત-
રીયા તેણાજ વાર. ૮૪

ત્યાં નગરના લોક સર્વે જોવાને જાય, ભાઇ આ ચંડાલને વચને પાપી
પાંડવે મારી ગાય. ૮૫
એ પાંડવે કહિયો કચક સો ભાઇ સમેત માર્યો, અને અનાહુત કીધો આજ;
અઢાર ક્ષોણ દળ સો ભાઈ સંગાર્યા, હવે પાંડવ કુળનું ભુંડા રાજ. ૮૬
ત્યારે સર્વે લોક પાંડવાની નિંદા કરવા મળ્યા કાજ, ભાઈ હવે પાંડવાનું
મુખ શું જોઈએ આજ. ૮૭
જેમ જેમ સર્વે લોક મળીને નીંદા ઘણી ઘણી કરે, તેમ તેમ પાંડવાનું પાપ ઉતરે. ૮૮
ત્યારે સર્વે પાપ ઉતારીને દાય દીસ જાય, ત્યારે ભગત પાંડવ વર પામ્યા
તેણે ઠાંય. ૮૯
ભગત પાંડવ વર પામ્યા લોક નીંદા કરે સંસારજ તણા, તેને મુસ્તકે મુગટ
સોવન હીરા રતન ઝલકે છે ઘણા. ૯૦
ત્યારે ભગત વળતા ફરી આવ્યા હસનાપુરીના ચઉટા ચોકજ માંહે, ત્યારે
ભગત પાંડવે શ્રી બુધ રૂપે વર પામ્યા ત્યાંએ. ૯૧
ત્યારે ભગત પાંડવાનું રૂપ ફેર્યો છે જાદુ રાય, ત્યારે સર્વે લોક મનમા અચંબે થાય. ૯૨
એ ભાઇ પાંડવ જોતા ગઉ મુસ્તક ચડાવી લહીને ગયા, તેના વળતા સુવર્ણના
મુગટ માથે જડતા રહ્યા. ૯૩
તે ભગતુંને સંસાર દેખતા શ્રી બુધ રૂપે વર આપ્યા, ત્યાં સર્વે લોક જ્યાં
વીરોધી ગાય ત્યાં પેલા બ્રાહ્મણ ગયા. ૯૪
જ્યાં પડી ગાયની આંતરડી દીઠી, તે બ્રાહ્મણે આંતરડી લાવીઆ ગામ;
તે બ્રાહ્મણે આંતરડીની જનોઇ, ગલામાં ઘાલી તેણે ઠામ. ૯૫
તે કલજુગ માંહે બ્રાહ્મણની જનોઇ આંતરડાની જાણો સહી, હવે બ્રાહ્મણ
દર્શનની વેલા તો આજ વહી ગઈ. ૯૬
ત્યાં સર્વે જોગી દોડયા મનને ભાય, તેને શીંગડા હાથે લાગા તેણે ઠાય. ૯૭
ભાઈ આજ કલજુગ માંહે જોગીની વેલા વહી ગઇ, તે ફોકટ સીંગી ગળામા
નાખી સહી. ૯૮
ત્યાં દોડયા અબદાલ તેને લાગી વાર, તેને ગઉ ચામ હાથ લાગો તેણે ઠાર. ૯૯
ત્યાં સર્વે અબદાલની બુદ્ધિ જો ગઈ, તે આજ ફોકટ ચામ કેડે બાંધે સહી. ૧૦૦
ત્યાં દોડયા વરત્યા મનકે ભાય, તેને પુછડી આંચલ હાથ લાગા તેણે ઠાય. ૧૦૧
ભાઇ આજ સર્વે વરત્યાના વ્રતની વેલા વહી ગઇ, તે આજ ફોકટ ગાયનું
પુછડું આંચલ ફેરાવે સહી. ૧૦૨
ત્યાં સર્વે લોક બ્રાહ્મણ કણબીની બેટી દોડી જાય, તેને ગાયનું ગોબર હાથ
લાગો તેણે ઠાય. ૧૦૩
તે આજ ગોતરાણુની વેલા તો વહી ગઈ, તે નીજ આજ ફોકટ ભુખે
મરે છે સહી. ૧૦૪

ત્યાં હોડયા મહીરથ ક્ષત્રી સહુ લોક જેહ, તે આજ ફોકટ ગાયની પુજા કરે
છે સંસારજ તેહ. ૧૦૫
જે આજ ગાયની પુજા કરે છે તે આજ પાછલાને ભરમે ભુલે છે સંસાર,
જો તમે આજ અથર વેદમા ખોળો તો મલે દેવ દશમો અવતાર. ૧૦૬
જ્યારે દુઆપુર ઉતર્યો ભગત પાંડવાને કરોડ નવ્વસુ વર થયા,
ત્યાં ભગત સર્વે દેવની વીનતી કરે છે સહુ કર જોડીને રહ્યા. ૧૦૭
ત્યારે દેવને કર જોડીને રાજા જુજેશઠણ વીનવે છે શેવ, હવે સામીજી કાંઇ
આગમ ચલીત્ર અમને સંભલાવો હો દેવ. ૧૦૮
ત્યારે ત્યાં શ્રી બુધજી ફારસી બોલ્યા વાણ, ભાઇ પાંડવો હું તમોને દેવા
આવ્યો છું એક રજા જાણ. ૧૦૯
હવે ભાઇ વીત્યો દુઆપુર ને કલજુગ બેઠો છે આય, હવે તમે હેમાચલે
સીજો જાય. ૧૧૦
ત્યારે એવા વચન સુણી ભીમ કાન દઇ રહ્યા, હો સામીજી અમને તમે
આગમ કેમ ન કહ્યા. ૧૧૧
જ્યારે અમે મારીયો ગુરૂ દ્રોણ ને ગંગેવ જેહ, તેના બલનું નહી કોઇ છેહ. ૧૧૨
અમે મારીઆ મામેરા દુશાષણના ભાગ્યા દંત, તેના બલનું નહીં આવે અંત. ૧૧૩
તે સર્વે (૧૦૦) સો બંધવને અઢાર ક્ષોણ દળ મારીને લીધો રાજ, તો સામીજી
તમે કલજુગ કેમ આણ્યો આજ. ૧૧૪
જો દેવ તમે અમસું આગલ કરતા સુધ, તો અમે કુલ ક્ષેત્ર નહી કરતા યુદ્ધ. ૧૧૫
ત્યારે રાજા જુજેશઠણ કહે તમે સુણો ભીમસેન રાય, તમસું હરી સામો ઉતર
દેયો કેમ જાય. ૧૧૬
જો દેવ કહે છે તે તમે વીશ્વાસજ કરો, અને વચન હરીના શીર ઉપર ધરો. ૧૧૭
ત્યારે કહે શ્રી નારાયણ દેવ સુણો જુજેશઠણ રાય, જે હું કહું આગલ તમને
કલજુગના સુભાય. ૧૧૮
જે કલજુગમા સાડી ઓગણીશ વેશવા પાપ વર્તે સોય. અને અરધો વીસવો
સત ધર્નનું હોય. ૧૧૯
કલજુગ માંહે વૃક્ષો ઘટસે જોય, શ્રી ગુરનરના ધર્મે ધરતી પાક સોય. ૧૨૦
ત્યાં કલજુગના રાજા કપટી હોય, ત્યાં સર્વે લોક રઇયત ધુતારાં સોય. ૧૨૧
તેમા કોઇક ધુતારાનું કર્મજ કરે, આવા બ્રહ્મ જ્ઞાનને મનમાંહે નવ ધરે. ૧૨૨
જે હરીના નામ મેલીને ઓર માને પત્થરને ભુત, ત્યાં માબાપને નહી માને દુત. ૧૨૩
તે કલજુગના ભુલા લોક બ્રાહ્મણ વાંચે ઠાલા વેદ, તે અથર વેદને કરે નિષેધ. ૧૨૪
કલજુગના બ્રાહ્મણને લાલચ ઘણી, તેની ગઇ છે બુધ;
તે આજ સતગુર સોહાદેવને નહિ ઓળખે, દશમા અવતારની ન જાણે શુધ. ૧૨૫

તે કલજુગમાં ગાય કામધેન કરફુતી ખાય, તેતો સાધના ઘરે પુજાય;
તે ગાય કામધેન ગલો કપાવી જાય. ૧૨૬
તે કલજુગના લોક તે મનમા દયા નવ ધરે, તે જીવ હીંસા તેતો બહુ કરે. ૧૨૭
જે કલજુગ માંહે સહુ લોક કપટસું કરે કાજ, તો પાંડવો તમે ત્યાં કેમ કરશો રાજ. ૧૨૮
સુણો જુજેશઠણ હું તમસું કહું, અને હું તો કલજુગ માંહે પ્રગટ નહી રહું. ૧૨૯
ત્યારે પછે રાજા જુજેશઠણ કહે સુણો મુરાર, પણ સામીજી તમ વિન્યા
કેમ ચાલે સંસાર. ૧૩૦
ત્યારે કહે શ્રી નારાયણ દેવ હું તમસું રાજા જુજેશઠણ કહું, હું તેણે ઠામે
ગુપ્ત હોઇ રહું. ૧૩૧
ત્યારે રાજા જુજેશઠણ કહે સામી અમને કહો તમારા ગુપ્તનો ઠાર, જે સર્વે
દેવ રકીસર પુગે તમારો દીદાર. ૧૩૨
ત્યારે શ્રી નારાયણ દેવ કહે તમે સુણો જુજેશઠણ રાય, તે હું કહું છું કલ-
જુગ માંહે અમારો ગુપ્તનું ઠાય. ૧૩૩
જ્યાં પશ્ચિમ દીશામા આરબ દેશ, ત્યાં દશમો અવતાર ધરૂં માનખા વેશ. ૧૩૪
ત્યાં નારાયણ દેવ કહે સેતર દીપમા ઠામ અમારો કહે, તે કુલ અમારીમા
ગુર બ્રહ્માજી રહે. ૧૩૫
ત્યારે રાજા જુજેશઠણ પુછે છે શીરનામ, એ સામીજી કહો અમને ગુર
બ્રહ્માજીકો ઠામ. ૧૩૬
ત્યારે શ્રી નારાયણ દેવે કહ્યા કલજુગમા ગુર બ્રહ્માજીકા ઠાય, તમે વચન અમારા
સુણજો સતજ ભાય. ૧૩૭
ત્યારે જંબુદ્વિપમા ભરતખંડ જે નામ, અને કુઆરકા ક્ષેત્રમા ઉતમ ઠામ. ૧૩૮
જે ઇમામપુરી નગરીમા ગુર બ્રહ્માજી રહે, તે કલજુગ માંહે ગુર બ્રહ્માજી
અથર વેદની વાણી કહે. ૧૩૯
તે કલજુગમા ગુર બ્રહ્માનું નામ નબી મહમદ હોય, તે ગુરને ગાફલ દુનીયા
લોક ન જાણે કોઇ. ૧૪૦
ત્યારે ગુર બ્રહ્મા, વિષ્નુ, મહિષ એ ત્રણ કલા લઈ ગુર ફરસે સહી, તે ગુરનરને
ગાફલ દુનીયા ન જાણે કોઇ. ૧૪૧
જ્યારે હરીએ કહ્યા ગુરનરના ઠામ, ત્યારે પાંચે પાંડવે હરીને કર્યા પ્રણામ. ૧૪૨
તમે રાજા જુજેશઠણ વચન સુણજો સોય, તો ત્રીજો ઠામ અમારો કહું છું તોય. ૧૪૩
જ્યાં મલે ગત એકાંતજ હોય, નીત નીત અમી પીવે સબ કોય. ૧૪૪
જે એક મન જીકર કરે પાળે આવા બ્રહ્મ જ્ઞાનની વાણ, તે ઘેર વાસો અમારો
સહી કરી જાણ. ૧૪૫
જે મુનીવર પાળે બ્રહ્મ જ્ઞાન મહસ્થ બંધનમા રહે, તે ઘર વાસો જુજેશઠણ છેહ. ૧૪૬

તમે સુણો જુજેશઠણ હું તમસું કહું, એણી પેરે કલજુગમા ગુપ્ત હોઇ રહું. ૧૪૭
ત્યારે પાંડવ વીનતી કરીને વીનવે છે સેવ, હવે સામી અમને કેસી રજા
દીયો છો હો દેવ. ૧૪૮
ત્યારે હરીએ કહ્યા એવા મોક્ષ મુગતકા ઠામ, પણ પાંડવો હેમાજળ સીજ્યા
વીના નહી થાય તમારૂં કામ. ૧૪૯
જ્યારે એવો વચન હરીએ બોલ્યા, ત્યારે પાંચે પાંડવે શીર ચડાવ્યા. ૧૫૦
શામીજી આજ તમે કહો તે નિષ્ટે કરૂં, તો તમારો સ્મરણ કેમ વીસરૂં. ૧૫૧
સુણો જુજેશઠણ હું તમસું કહું, ત્યાં હું તમ પાસે રહું. ૧૫૨
ભગતો મન નિજ કરી રાખજો વીશ્વાસ, તમે જ્યાં સ્મરણ કરશો હું ત્યાં
છું તમારા પાસ. ૧૫૩
જ્યારે એવા વચન કહી હરી બેઠા આય, ત્યારે પાંચે પાંડવ હરીને લાગા પાય. ૧૫૪
ત્યારે હરી આગલ વિનતી કરી રહ્યા પાંચે વીર, હવે શામી તમે અમારો
સત રાખજો હો ધીર. ૧૫૫
હવે શામી બોલું વીનતી તે સુણજો હમજ તણી, અમને અંતકાલે મ વીસા-
રજો હો ધણી. ૧૫૬
ત્યાં ઘણીક વીનતી કરી ભગત હરીને પહોંચાડવા ગયા, ત્યાં પાંડવ વળી
આપણે થાનકે આવ્યા. ૧૫૭
ત્યારે ભગત પાંડવાને વર આપી હરી જાય, ત્યાં અડશઠ તીર્થ હરીને
મલ્યા છે આય. ૧૫૮
જ્યારે તીર્થ હરીને આગલ આવતા દીઠા સહી, ત્યારે ગંગાજીએ ભેદ સર્વે
તીર્થને કહી. ૧૫૯
ત્યારે તીર્થોને ભેદ સર્વે ગંગાજીએ કહ્યા, જે બુધ અવતાર તે શ્રી કૃષ્ણજી થયા. ૧૬૦
તબ લગી શ્રી બુધજી પોતા છે આય, ત્યારે અડશઠ તીર્થ જઈ લાગા હરીને પાંય. ૧૬૧
ત્યાં બહોત વીનતી કરિને વીનવે છે સેવ, હવે અમને રજા કેસી દયો છો હો દેવ. ૧૬૨
ત્યારે શ્રી બુધજી વચને બોલ્યા એમ, કહો ગંગાજી તમે તમારા ઠામ છોડયા કેમ. ૧૬૩
ત્યારે અડશઠ તિર્થ શ્રી બુધજીને કહ્યા છે આય, શામીજી હવે અમથી કલ-
જુગમા રહયો નવ જાય. ૧૬૪
શામીજી હવે વિત્યો દુઆપુર કલજુગ બેઠાનું સુણીયો નામ, ત્યારે સર્વે રખી-
સરે છોડયો ઠામ. ૧૬૫
ત્યારે ગંગાજીએ શ્રી બુધજીસું એસો કહયો, શામીજી અમે તો રહીષે જો
તમે કલજુગમા પ્રગટ હોઇ રહો. ૧૬૬
જો દેવ તમે કલજુગમા પ્રગટ થઇ ફરો નીરવાણ, તો દેવ અમે ન છોડીએ
અમારા ઠામ. ૧૬૭

જ્યારે એવા વચન શ્રી નારાયણ દેવને સર્વે તીર્થે કહ્યા, ત્યારે શ્રી બુધજી
ચિત દઈને રહ્યા. ૧૬૮
ત્યારે શ્રી નારાયણ દેવ કહે સુણો ગંગાજી હું તમસું કહું, હવે કલજુગ
માંહે હું પ્રગટ નહી રહું. ૧૬૯
શામીજી અમે તમને પુછીએ દેશ મુલક તમારા ગામ, તે તમે કહો અમોને
તમારો ઠામ. ૧૭૦
તો અમે પાંશ્ચમ દીશ એરાક ખંડ કહું, ત્યાં અમે દશમો અવતાર માનખા
રૂપે ગુપ્ત હોઈ રહું. ૧૭૧
ત્યારે અડશઠ તીર્થ સામીજીને પુછે ત્યાંય, સામી અમથી કલજુગમા ગુરનર
વીના રહયો નવ જાય. ૧૭૨
એ કલજુગના લોક જીવ હીંસા કરીને કપટસું કરે કામ, તે કુડ કપટસું જોડે દામ. ૧૭૩
તે દામ લઇને પુજા અમારી કરે, તેનું પાપ તે અમ શીર ચડે. ૧૭૪
તે લોક મહા વીક્રરમ કરીને અમ માંહે નાય, એવા મહા પાપીનું મુખ
દેખીયો નવ જાય. ૧૭૫
હવે શામીજી મહા પાપ કલજુગ માંહે થાય, તો શામીજી અમથી કલજુગમા
તમ ગુરનર વીન્યા રહયો નવ જાય. ૧૭૬
ત્યારે શ્રી નારાયણ દેવ એસા વચન સર્વે તીર્થને કહ્યા, તો સુણો ગંગાજી
તમે ગુર બ્રહ્માજીના કુલ માંહેથી પયદા થયા. ૧૭૭
તમે શ્રી બ્રહ્માજીના થાપીયા અડશઠ તીર્થ આય, હવે તમે શ્રી ગુર બ્રહ્માજીના
કલા માંહે રહેજો જાય. ૧૭૮
જ્યારે એસા વચન શ્રી નારાયણ દેવજ કહ્યા, ત્યારે સકલ તીર્થના મનમા
હરખજ થયા. ૧૭૯
ત્યારે અડસઠ તીર્થ નારાયણ દેવને કહયો શીરનામ, તો શામી કહો અમને
કલજુગમા ગુર બ્રહ્માજીકો ઠામ. ૧૮૦
ત્યારે શ્રી નારાયણ દેવ કલજુગ માંહે ગુર બ્રહ્માજીકા ઠામજ કહ્યા, ત્યારે સકલ
તીર્થ ચીત દઇ રહ્યા. ૧૮૧
જ્યાં જંપુ દીપ નગરી કહીએ ગામ, ત્યાં પ્રગટ બેઠા ગુર બ્રહ્માજી તેણે ઠામ. ૧૮૨
તે જંપુદીપ નગરીમા ગુર હશનશાહા રહે, તે ગુરનું નામ અંતે નબી
મહમદ કહે. ૧૮૩
જે ગુરના ઘરમા તપસી ફકીરી તે ગુરને લેજો જોય, તે ગુરને કલજુગમા
ગાફલ દુન્યા ન જાણે કોય. ૧૮૪
જ્યારે કહ્યા શ્રી નારાયણ દેવ ગુર બ્રહ્માજીકા ઠામ, ત્યારે સકલ તીર્થ તે
દિસાને કરે પ્રણામ. ૧૮૫

ત્યારે સકળ તીર્થ હરીને કરે પ્રણામ, શામી કહો અમને કલજુગમાં તમારા ઠામ. ૧૮૬
ત્યારે શ્રી નારાયણ દેવે ગંગાજીને કહ્યો અનંત, તે પશ્ચિમ દીશ સેતરદીપ
એશક ખંડમા અવતાર ધરૂં અલી મહા બળવંત. ૧૮૭
જ્યારે એસા વચન બુધજીએ કહ્યા છે આય, ત્યારે સકળ તીર્થના મનમા
હરખ ન માય. ૧૮૮
જ્યારે શ્રી બુધજીએ એસો ભેદ કહી અડસઠ તિર્થને દીઆ પરઠાય, ત્યારે
સર્વે તીર્થ નબી મહમદના કળામાં બેઠા છે જાય. ૧૮૯
કલજુગમા નબી મહમદ પાસે અડસઠ તીર્થ ઉઠી ગયા, તે તીર્થના ઘર
સર્વે ઠાલા થયા. ૧૯૦
તે ત્રણ વેદને અડસઠ તીર્થનું મહિમા ત્રણ જુગમા જેહ, તે કલજુગના ભુલા
લોક ઠાલા વેદ ભણે અડશઠ તીર્થમા માથું કુટીને મરે તેહ. ૧૯૧
તે કલજુગના ભુલા લોક ઠાલા ઘરસું લાવે ચીત, તે ભાઈ માંહે હોવે તો
લાવે વીત. ૧૯૨
ત્યારે શ્રી ગુર બ્રહ્મા પાસે અડશઠ તીર્થને વોળાવી શામીજી વળ્યા, ત્યાં ભેરવ
ભુત પ્રેત આવી શામીજીને પાય પડયા. ૧૯૩
ત્યારે હરીને પાયે લાગી સર્વે ભેરવ ભુતે વિનતી કરી, હવે અમને કેસી
રજા દીયો છો હો શ્રી હરી. ૧૯૪
શામીજી જો તમે બ્રહ્મા, વિષ્નુ, મહિષ જુગમા પ્રગટ નહિ રહો દયાળ, તો
તમ વીના અમારી કોણ કરશે પ્રતીપાળ. ૧૯૫
જ્યારે દેવને એસા વચન ભેરવ, ભુત, પ્રેતે કહ્યા, ત્યારે શ્રી નારાયણ દેવ
ચીત દઈને રહ્યા. ૧૯૬
ત્યારે શ્રી નારાયણ દેવે સકળ ભેરવ, ભુત, પ્રેતને કહયો વીચાર, ભાઇ તમે
તો મત છોરો આ સંસાર. ૧૯૭
આ કલજુગનું મધ માસ તે આહાર છે તમ તણો, એ કલજુગના ભુલા લોક
તમને માનશે ઘણો. ૧૯૮
જ્યારે ત્યાં એવા વચન શ્રી હરીએ કહ્યા, ત્યારે સકળ ભેરવ, ભુત, પ્રેતના
મનમા હરખજ થયા. ૧૯૯
ત્યારે ભેરવ, ભુત, પ્રેત કરજોડીને કહે છે શીરનામ, શામીજી અમે કલજુગમા
રહીએ તે કેણે ઠામ. ૨૦૦
હવે શામીજી તમે જ્યાં રાખો ત્યાં રહીએ જાય, એવો ભેરવ, ભુત, પ્રેત
કહયો છે ત્યાંય. ૨૦૧
ત્યારે કલજુગમા ઠામ નારાયણ દેવે ભેરવ, ભુત પ્રેતને કહ્યા છે આયે, આજ
અડશઠ તીર્થના ઘર ઠાલા છે તેમા રહેજો જાયે. ૨૦૨

તે સર્વે તીર્થ ઉઠી ગયા ગુર બ્રહ્માજીને ઠાર, તે તિર્થોના ઘરમા તમે
રહેજો નીરધાર. ૨૦૩
ત્યાં તમે જાઈને કરજો ચલીત્ર દેખાડજો પ્રતાપ, તો કલજુગના ભુલા લોક
તમને માનશે તેને થાયશે સંતાપ. ૨૦૪
જેમ જેમ ચલીત્ર ઘણા કરશો તેમ તેમ તીર્થે લોક ઘણા જાય, તેની પુજા
સર્વે ભેરવ, ભુત, પ્રેત લઈ જાય. ૨૦૫
ત્યાં કલજુગના ભુલા લોક સર્વે તીર્થે જાય, તે લોક દંડ મુંઢ દેવરાવી ઠાલા
ઘર માંહે જઇ આવે ત્યાંય. ૨૦૬
ત્યારે જ્યાં લગી કલજુગમા પત્થર મુરતની દેવલ દેશમા પુજા થાય, તે સર્વે
થાને ભેરવ ભુત, પ્રેત રહેજો જાય. ૨૦૭
તમે ત્યાં જાઈ કરજો ચલીત્ર તો કલજુગના ભુલા લોકોને પ્રતીતજ પડે, તો
તમોને નીત નીત પુજા તેમ ઘણેરી ચડે. ૨૦૮
જે અડશઠ તીર્થના સુના ઘર તે હરીએ ભેરવ ભુત પ્રેતને આલ્યો ઠામ,
ત્યારે સર્વે ભેરવ, ભુત, પ્રેત કરીયો છે પ્રણામ. ૨૦૯
ત્યાં હરી કહે મુલક ચોવીસ નવખંડ ત્યાં તમે વ્યાપક સર્વે થાને રહેજો ભેરવ,
ભુત, પ્રેત, ત્યાં તમે સર્વે ગાફલ દુનીયાને ખાયજો ભુત. ૨૧૦
કલજુગ માંહે જે અથર વેદની રચના વિન્યા જે પુજા થાય, તે સર્વે પુજા
ભેરવ, ભુત, પ્રેત લઇ ખાય. ૨૧૧
આજ કલજુગમા ગુર નબી મહમદ હાજર ઇમામને ગાફલ દુનીયા નવ જાણે
કોય, આજ કલ માંહે દશમા અવતારની પુજા નવ કરે સોય. ૨૧૨
આજ કલજુગમા ગુપ્ત અથર વેદની પુજા સોય, તે પુજા ગુર નબી મહમદ
ગુર સોહોદેવના ઘર માંહે હોય. ૨૧૩
ત્યાં હરીએ એસો કહીને સર્વે ભેરવ, ભુત, પ્રેતને દીધી તે ઠાય, ત્યારે સકળ
પૃથ્વીમા દેવલ દેસ પત્થરની મુરત માંહે બેઠા છે જાય. ૨૧૪
ત્યાં કલજુગમા સકળ ઠામે વ્યાપક તમે રહેજો ભેરવ ભુત, ત્યાં તમે છલ કરી
દુનીયાને ખાજો ભુત. ૨૧૫
તે કલજુગ માંહે પત્થર મુરતના ઘર તીર્થ માંહે જે પુજા થાયે, તે સર્વે ભેલ
ભેરવ, ભુત, પ્રેતના ચલીત્ર આયે. ૨૧૬
આજ સર્વે ગાફલ દુનીયા નહી જાણે સતગુર દેવના ઠાય, તે સર્વે લોક
પત્થર મુરતને જાઈ લાગે પાંય. ૨૧૭
ત્યાં જઈ રાચીયા સર્વે સંસાર, તે આજ કોઈ ન જાણે સતગુરના ઘરનું ઠાર. ૨૧૮
ત્યારે એસો ભેરવ, ભુત, પ્રેતને કહી શ્રી નારાયણ દેવ ચાલ્યા જાય, ત્યારે પત્થર
પાથરીઆ સામીજીને મલ્યા છે આય. ૨૧૯

તેણે ત્યાં હરીને પાય લાગીને વીનતી કરી, શામી અમોને કેસી રજા દીધો છો શ્રી હરી. ૨૨૦
ત્યારે પત્થર પાથરીઆને હરી પુછે છે આહે, તમે અહીં આવ્યા તે કારણ કાહે. ૨૨૧
શામીજી અમને વણ અપરાધે ચુટે કુટે પુજે શ્રી હરિ કરી, તે લોકનો અમારો ન્યાય કરો શ્રી હરી. ૨૨૨
એ સામીજી તમારો નામ લઈ પુજા અમારી કરે, તેનું પાપ તે અમ શીર ચડે. ૨૨૩
તે પુજા ચડે તે સર્વે ભેરવ, ભુત, પ્રેત છળ કરીને ખાય, તે સર્વે ચડાવે પાથરીઆને ચોખા પુજે અમારા પાય. ૨૨૪
તમે સુણો પત્થર પાથરીઆ એમ હરી બોલ્યા તત્ક્ષણા, તે તમને સર્વે કલજુગના લોક ચુટી કુટી દુઃખ દેસે ઘણા. ૨૨૫
તે તમોને ચુટે કુટે તેની રોશ મ કરશો કોઇ, અમે પુછશું જ્યારે ગુરનર તખ્તે બેશસે સોય. ૨૨૬
ત્યાં દુનીયા સર્વે આદ અંતના લોક એકઠા થાય, ત્યાં પાથરીઆ પત્થર અમે તમારો ન્યાય કરશું આહે. ૨૨૭
ત્યાં અમે અદલ ન્યાય કરી તેને પુછસું આહે, જે તમને ચુટી કુટી મહા દુઃખ દેઇ લાગે છે તમારે પાય. ૨૨૮
તે તમારો ન્યાય લોઢી અમરાપુરીમા કરશું સોય સુણો, તમે પાથરીઆ પથર વચન માનો અમ તણો. ૨૨૯
ત્યારે શ્રી નારાયણ દેવ એસા વચન પત્થર પાથરીઆને કહ્યા, ત્યાર શ્રી બુધજીના વચને કલજુગમા આવા દુઃખ જો સહ્યા. ૨૩૦
ભાઇ એ દેવની ખેલ રમત સવા પોરની જેહ, ત્યાં શ્રી બુધજીએ આગમકંથી સહુને સંભલાવ્યા તેહ. ૨૩૧
તમે શ્રી ગુરનરના વચન સહી કરી પ્રમાણજો જેહ, તે શ્રી બુધજીના વચન સહી કરી માનજો તેહ. ૨૩૨
ત્યારે જુગ દુઆપુરમા નવમું રૂપ ધરીયો મુરાર, ત્યાં દેવે ધરીયો શ્રી બુધ અવતાર. ૨૩૩
ત્યારે દેવે દઇત દુર્યોધનને મારીઆ જેણીવાર, પછી સંસારમા પ્રગટ થયા મુરાર. ૨૩૪
ત્યારે લ્હાવ લીધો ભગત પાંડવે જેહા, આપે ગયા બાહોળે વનજ ત્યાં. ૨૩૫
ત્યારે શ્રી નારાયણ દેવ કેવલાસ પોતે પધાર્યા જ્યાં, ભાઈ પાંડવોને કુશળ પુછીયો છે ત્યાં. ૨૩૬
ત્યારે પાંડવે કાયા કસી અતી ઘણી, ત્યાં વન પાનનો લીધો ભોગ;
શ્રી ગુર છ માસ લગણ એણી પેરે રાખ્યા, ત્યાં દર્શણ થયા સાંહીયા જોગ. ૨૩૭
ત્યારે પાંડવ હેમાજલે સીજ્યા, ત્યારે રાજા જુજેશ્ઠળની દેહી નહી ગલી જેહ;
તે રાજા જન્મ મધે જુઠો બોલ્યો, અસત ભાખ્યો જે નરા કુંજરા તેહ. ૨૩૮

તે ભગત પાંડવ હેમાજલમા સીજ્યા, તે જઇ પોતા સતાવીશ કરોડ હતીયું જ્યાં;
તેમાંથી નવ કરોડ જીવ નીપના, તે અમરાપુરી લીધી ત્યાં. ૨૩૯
જ્યારે નવમું રૂપ હરી અવતર્યા, તેણે દેવે ધરીયો શ્રી બુધ અવતાર;
જ્યારે દેવે દઇંત દુર્યોધનને મારી ભગત પાંડવાને તાર્યા, પછી સંસારમા પ્રગટ થયા મોરાર. ૨૪૦
તે દુઆપુર જુગ માંહે હરીએ દોય રૂપ ધરીયા, ત્યાં અનત રચીયો માંડવ;
તે જુગ માંહે દેવે દોયદાણવ સંગાર્યા, ત્યારે તાર્યા ભગત પાંડવ. ૨૪૧
તે ભગતે પાંડવે સતપંથ ધીયાઇયા, તેણે બહુ કસ કસીને મેલ્યા અન;
તે પાંડવ રાજપાટ સર્વે છોડકર, સતગુરના વચને ચાલ્યા વન. ૨૪૨
તે ભગત પાંડવે સતગુર વીદુર વ્યાસને પુરા સીરેવ્યા, તેણે ગુર ઉપર પુરો આણીયો નેહ;
તે બાર વરસ વનમા રહ્યા, ત્યાં શીર ઉપર સહ્યા વેહ. ૨૪૩
ત્યારે દુઆપુર જુગમા ગુર વિદુર વ્યાસે સતાવીસ કરોડ નીમ્યા, તેમાંથી શ્રી કૃષ્ણ બુંત્ર દેવ નવ કરોડ કર્યો પ્રમાણ;
તેમાંથી નવ કરોડીયું વીશ્વાસ ઓછા આણ્યો, તે ફરી ફરી પડયા ચારેહી ખાણ. ૨૪૪
તે માંહેથી નવ કરોડ પરલે ગયા, જેણે આ ગુરનર ઉપર પુરો નહી આણ્યો નેહ;
જાણી કરી ભુલા ગાફલા, ભાઇ દોજકે ગયા તેહ. ૨૪૫
તે પાંડવે સતપંથ પુરા સીરેવ્યા, તેણે સતગુરની વાચા પારી સાચ;
તે નવ કરોડસું નીપના, તેની જુગમા ચાલી સાચી સાંખ. ૨૪૬
તો મુનીવરભાઇ આજ એસા સતજ કીજીએ, જેસા સત ધીઆવ્યા પાંડવ તોલ;
ભાઇ તન મન ધન તેણે સર્વે સોંપ્યા, તે સતગુર સામીજીને બોલ. ૨૪૭
ત્યારે પુર્ણ પ્રેમસું પાંડવ ચાલ્યા, અને જો શ્રી બુધ દેવ રૂપ પ્રમાણ કીધો ત્યાં;
અહીંથી દેવના નવ રૂપ ધીયાવીને રાખ્યા, ભાઇ તે અમરાપુરી લીધી ત્યાં. ૨૪૮
ત્યારે નવમું રૂપ હરી દેવ મોરાર, ત્યાં દેવે લીધો શ્રી બુધ અવતાર. ૨૪૯
ત્યારે દઇંત દુર્યોધનને મારયો જેણીવાર, પછે સંસારમા પ્રગટ થયા મોરાર. ૨૫૦
જ્યારે નવમે શ્રી બુધ રૂપે દઇંત દુર્યોધનને મારયો, ત્યારે ભગત પાંડવાને ઉધાર્યો. ૨૫૧
ત્યારે પછે સંસારમા પ્રગટ થયા મોરાર, ત્યારે સર્વે સંસારે ઓળખ્યો જાણ. ૨૫૨
ત્યારે શ્રી બુધની માતા તો કરણાવંતી કહીએ, અને પીતા તો વીણુ વીછરાજ કહીએ. ૨૫૩
ત્યારે ગુરતો હંસરાજ જાણ, સખ્તી તો હીરસા દેવી પ્રમાણ. ૨૫૪
ત્યારે સ્વસ્થાન તો ઉજેણપુર નગરી જાણ, ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર દીલ્લી પ્રમાણ. ૨૫૫
ત્યારે નરે દારીયો દાણવ તો દઇંત દુર્યોધન જાણ, ત્યારે નવે કરોડસું ભગત બુજેરાઠણ ઉધર્યા નીરવાણ. ૨૫૬

ત્યારે ચાર લાખને બત્રીશ સહસ્ર શ્રી બુધ રૂપે જાણ. ત્યારે શામ વેદ હોતા પ્રમાણ. ૨૫૭
ત્યારે આઠ લાખને ચોશઠ સહસ્ર જુગ દુઆપુરનું પ્રમાણ, ત્યારે ભગત પાંડવ પોતા વઇકુંઠમા નીરવાણ. ૨૫૮
તેણે ગુપ્ત પંથ આરાધ્યા જાણ, તેતો સહિ અમરાપુરી પોતા નીરવાણ. ૨૫૯
ત્યારે શ્રી બુધ અવતાર સંપુર્ણ સાચ, એવી ગુર બ્રહ્મા પીર ઇમામશાહા બોલ્યા વાચ. ૨૬૦

# અવતાર દશમો.

શ્રી સતગુર બ્રહ્મા હો વાચા સાચીરે સાચ, એવી ગુરજીએ બોલી વાચ. ૧
શ્રી સતગુર નબી મહમદ હો વાચા સાચીરે સાચ, એવી ગુર હશનશાહ સુત બોલ્યા પીર ઇમામ શાહા વાચ. ૨
જ્યારે કલજુગ બેઠો ને દુઆપુર ઉતર્યો, ત્યારે દઇંત કાલીંગો ચીણ મહા ચીણ અવતર્યો. ૩
તે ચીણ મહા ચીણ બેઠો આજ, તે દઇંત કાલીંગો કલજુગ લંગતે બેઠો રાજ. ૪
તે દઇંત આજ નવખંડમા ભરપુર વ્યાપક રહી કરે છે કામ, તે કાશી વીનાશીનાથ જપાવે છે નામ. ૫
તો મુનીવરભાઇ આજ કલજુગમા તમે સહી કરો અથર વેદ પ્રમાણ, આજ ગુર બ્રહ્મા તે સહી નબી મહમદ ધરાવ્યા નામ. ૬
આજ ઇશ્વર તે આદમ કલજુગમાંહે સાર, આજ કલજુગમા હરીનું દશમું અવતાર. ૭
તે આજ દશમે હરી પાત્ર નકલંકી અવતાર, તે આજ બેઠા છે આરબ દેશ મોંઝાર. ૮
તે કેટલાક ચરિત્ર હરીના કહું, તે દેવ આજ કલજુગ માંહે ગુપ્ત હોઇને રહું. ૯
આજ કલજુગમા ગુર બ્રહ્મા પીર શમશ અવતાર, તે ગુર ફકીરી વેશે ફર્યા મુલક ચોવીશ મોંઝાર. ૧૦
તે ચોવીસ મુલક પીર શમશ પ્રત બોધી રહ્યા, તે ફરતા ફરતા પીર શમશ ચીણ મહા ચીણ આવ્યા. ૧૧
તે ગુર પોતે દઇંત કાલીંગાને દ્વારે જઇ ઉભા રહ્યા, તે પોપટ રૂપે પીર શમશ થયા. ૧૨
તે પોપટ રૂપે પીર શમશ થયા ત્યાં, સુરજા રાણી હતી તત્ક્ષણ જઇ બેઠા છે ત્યાં. ૧૩
જ્યાં સુરજા રાણી બેઠા છે તત્ક્ષણા, ત્યાં પોપટ રૂપે પીર શમશ ભણ્યા. ૧૪
તમે સુણોરે સુરજા રાણી આજ અથર વેદ ને બ્રહ્મ જ્ઞાન, જેથી આગળ પામો તમે અમરાપુરીનું ઠામ. ૧૫

આજ તું રાણી રાજદ્વારે દઈત ઘર આયે, પણ હવે રાણી તારો જન્મ અવરાથે જાયે. ૧૬
એસા વચન સુણી સુરજા રાણી અચંબે થાય, રાણી પોપટ રૂપે પીર શમશને જઈ લાગા પાય. ૧૭
ત્યારે પીર શમશ બોલ્યા વીખ્યાત, તમે સુણોરે સુરજા રાણી આજ અથર વેદની વાત. ૧૮
એ રાણી અમારા કરતા જુગ માંહે રૂગ વેદના વીસ્તાર, ત્યાં પાંચે કરોડસું સીધા ભગત પેલાજ સાર. ૧૯
તે જુગ માંહે ચાર રૂપ તો હરીએ ધર્યાં, ત્યાં ચાર દાણવ દેવે આપ સંઘાર્યા. ૨૦
રાણી તું બીજા ત્રેતા જુગનું સૈન્યજ જાણ, ત્યારે જુજર વેદ હોતા પ્રમાણ. ૨૧
ત્યારે સાત કરોડસું ભગત હરીચંદ્ર ઉધર્યા, તે જુગ માંહે ત્રણ દાણવ દેવે આપે સંધાર્યા. ૨૨
એ રાણી તું ત્રીજા દુઆપુર જુગનું સૈન્યજ જાણ, ત્યારે શામ વેદ હોતા પ્રમાણ. ૨૩
ત્યારે નવે કરોડસું સીધા જુજેશઠણ રાયે, તે જુગ માંહે દોય દાણવ સંઘાર્યા શાયે. ૨૪
ત્યારે નવે કરોડીસું સીધા પાંડવ રાય, તેતો પામ્યા અમરાપુરીના ઠાય. ૨૫
આજ કલજુગ માંહે હરીનું અથર વેદ માંહે ઠાર, આજ કલજુગ માંહે હરીનું દશમું અવતાર. ૨૬
તે વળી નકલંકી રૂપ ધર્યો મોરાર, તે તુજ ભરથારને મારશે હો નાર. ૨૭
જે અથર વેદમા દેવનું એસો વિચાર, તે તુજ આગળ ભાખણે આવ્યો છું હો નાર. ૨૮
પણ રાણી તમે તો ન જાણો અમારા સ્વભાવજ સાર, અમે તો ગુર બ્રહ્મા પીર શમશ અવતાર. ૨૯
એ રાણી તુને સતવંતી અમે જાણી નાર, ત્યારે હું પોપટ રૂપે થઈ આવ્યો તમારે દ્વાર. ૩૦
ત્યારે તે ગુરને છેડા છોડી રાણી લાગા પાય, હવે શામીજી અમને મોખ મુગતના દેખાડો ઠાય. ૩૧
તમે સુણોરે સુરજા રાણી પીર શમશ કહે વીચાર, જે તમે આજ જુગ માંહે સત વધાવો સાર. ૩૨
તો આગલ સતપંથ વીના સીધા નવ કોય, તેમ આજ સતગુર વીના મોખ મુગત ન હોય. ૩૩
એ રાણી તમે આજ જુગ માંહે સત વધાવો સાર, તો તમે સુરજા રાણી ઉતરો પહેલે પાર. ૩૪
એ રાણી તમે પાળજો સતપંથ જેમ ગુપ્તજ હોઈ, જેમ દઈત દાણવ નવ જાણે કોઇ. ૩૫

ત્યારે સુરજા રાણી બોલ્યા પીર શમશને હજુર, તમે વચન અમારા સુણો સતગુર. ૩૬
જો અમે એક ઘરમાંહે આઠ પ્રાણી મલી બેસીએ એક વીચાર, તો શામીજી અમને સતપંથ દેખાડજો સાર. ૩૭
શામી અમે આઠ જણ મલીએ એકાંત, ત્યાં અમે સુણસું સતપંથની વાત. ૩૮
ત્યારે સુરજા રાણી કમલા કુંવર ઉભા કરજોડ, અવલ ચવલ ઉભા તેની જોડ. ૩૯
ત્યારે અજીયાને વજીયા વીનતી કરે છે ઘણી, શામી તમે છો સૃષ્ટિના ધણી. ૪૦
ત્યારે સુરજા રાણી કમલા કુંવર આઠ જણા ઉભા કરજોડ, ત્યારે પીર શમશ બોલીયા બોલ. ૪૧
તમે સુણો સુરજા રાણી કમલા કુંવર નીર્વાણ, આગલ મહાધન સહી આવશે હો જાણ. ૪૨
જ્યારે આશમાન નવ નેજા ઉપર આવે સહી, ત્યારે સહસ્ત્ર કળાસું સુરજ તપસે તહી. ૪૩
ત્યારે ત્રાંબા વરણી ધરતી તપસે તત્ક્ષણા, જેણે અહીં સતપંથ પુરા ન સેવ્યા હશે તે ત્યાં બળશે ઘણા. ૪૪
આજ જેણે સતપંથ ધીઆવ્યા સાચસું, તેને મહાદન નહી લુપે લગાર;
પણ જુઠાને શીર પડશે, ઘણ કેરી માર. ૪૫
ભાઇ એવી મહાદનમા થાયસે ઠોકા ઠોક, એવો જાણી તમે સતપંથ ધ્યાવો સતી લોક. ૪૬
જ્યારે મહાદનની વાત કમલા કુંવર સુરજા રાણીકું કહી, ત્યારે સુરજા રાણી કમલા કુંવર વીનતી કરે સતજ ભાઇ. ૪૭
તમે અરજ હમારી સાંભળો હરી પીતાય, શામી અમથી મહાદનમા રહ્યો નવ જાય. ૪૮
શામી તમે આપો સતપંથ તમે સૃષ્ટિના ધણી, અમે અપરાધી જીવ શફાયત કરો તમ તણી. ૪૯
શામીજી અમે હોતા નાદાન તમારા પ્રાણ, તો તમે દોડી આવ્યા દઇતને દ્વાર. ૫૦
જેમ તમે શામી બત્રીશ દાંત વચ્ચે જીભ રાખી સાર, તેમ શામી અમને લેજો ઉગાર. ૫૧
જો શામી પુર્વ જન્મની શેવા હમથી રહી, તો અમે દઇત દાણવ ઘેર આવ્યા સહી. ૫૨
હાંરે ભાઇ દઇત દુષ્ટી કાલીંગા જાણ, હવે એને હરી સહી મારશે નીરવાણ. ૫૩
તો શામીજી તે ઘેર જન્મ અમારા ભયા, પણ હવે સતગુરજી અમે અમરજ થયા. ૫૪
તો શામીજી જો જીવ તમારા હતા તે તમે લીયા ઉગાર, તો તમે દોડી આવ્યા દઇત દાણવને દ્વાર. ૫૫
એસો સુરજા રાણી કમલા કુંવર બોલ્યા તેણે ઠાય, ત્યારે આઠ જણા ગુરનરને જઇ લાગા પાય. ૫૬
ત્યારે પીર શમશ ગુર એસો કહયો, ત્યારે આઠ જણાને નીયમ ધર્મ પ્રીત બોલજ દીયો. ૫૭

જો સુરજા રાણી તમેં પાળજો સત ધર્મ ચાલજો આણે અથર વેદ, જેમ દઈત દાણુવ નવ જાણે ભેદ. ૫૮

ત્યાં સતગુર શમશ સાહી સાત કરોડને નીયમ ધર્મ પર બોધજ દીઆ, તે ગુરનર પીર શાહાનું જાંપ જપાવ્યા. ૫૯

સુરજા રાણી કમલા કુંવર તમે પાળજો સત ધર્મ ખરી ક્સોંદ આપજો સહી, તે મને પહોંચે તે પેટીમા ઘાલી દરીઆ મુસાફરને સોંપજો જઈ. ૬૦

એસી ગુર શમશ બોલ્યા છે વાંચ, ત્યારે કમલા કુંવર શીર દીધા છે હાથ. ૬૧

એસો પીર શમશ ચાલ્યા કહિ, કે ભગત તુજ શીર ભરણ ભરાવસું સહી. ૬૨

ત્યાં સુરજા રાણી કમલા કુંવર સર્વે દેવ લોક કરે વીચાર, જબ ચડે સૈન્ય તબ દેજો દીદાર. ૬૩

એ રાણી અમે તમ પાસે છું અને દીદાર દેણેકું આવસું સહી, ત્યાં એસો ગુર શમશ ચાલ્યા કહી. ૬૪

ત્યાંથી પીર શમશ ભગતસું વીદાય થઇને સધાર્યા, તે દરવેશી વેસે ચોત્રીસ મુલક બોધી જંપુદીપ માંહે આવ્યા. ૬૫

ત્યારે પીર શમશ ચોટના પીર નશીરદીન જાણ, તેના પીર સાહેબદીન હુઆ પ્રમાણ. ૬૬

તૈના ગુર તો પીર સદરદીન થયા, તે ગુરે કલજુગ માંહે એસા કામજ કીયા. ૬૭

તે ગુરે કલજુગ માંહે ભગત તારવાના કામજ કરીઆં, ત્યારે છત્રીસ કરોડને નીયમ ધર્મ પ્રીત બોલજ દિઆ. ૬૮

તે માંહેથી બાર કરોડ સહી સાચા આહે, તેમાંથી ચોવીસ કરોડ દોજખે જાયે. ૬૯

તે માંહેથી બાર કરોડી ઉંપુરા મુનીવર ભયા, તે પીર સદરદિન સાથે દરગાએ ગયા. ૭૦

તે ગુર સાથે પીર કબીરદીન તે ગુરે કહ્યા નાના બાળ, તો શામીજી વજરની ભીંત ઉઠાડી તત્કાળ. ૭૧

તે ગુરે કુછુક મનમા આણી મોટ, તે કારણ શાહના દીદારની આવી છે ખોટ. ૭૨

ત્યાં છ માશ લગી પીર સદરદીન તપજ કરે, ત્યાં વજરની ભીંત તબરકા હોઇને પડે. ૭૩

ત્યાં છ માશ લગી પીર સદરદીન તોક પેરી તપ પુરો કરે, ત્યારે પીર હશન કબીરદીન પાંચશો ગજની પાગ વણીને ધરે. ૭૪

ત્યારે પીર હશન કબીરદીન પાંચશો ગજની પાગ વણી કરી શાહા આગળ ધરે, ત્યારે ગજ ગજ પ્રમાણે શાહાની શફાયત કરે. ૭૫

ત્યાર જે ગુર છ માશ લગી તોક પેરી તપ પુરો કરે, તબ લગી શાહા પાસે આવી સંચરે. ૭૬

ત્યારે પીર સદરદીન ઉભા એકજ પાયે, ત્યારે ગુરે શફાયત કરી ભલે આવ્યા શાયે. ૭૭

શામીજી અમે ઉણીયાચારી તમે બક્ષણહાર, હવે શામીજી એ ગત તમારીને તમે દેજો દીદાર. ૭૮

શામીજી એ ગત તમારી ઉપર તમે ચીતજ ધરો, શામીજી તમે ખાક માંહેથી જીવ પયદા કરો. ૭૯
શામીજી અમે ના કુછ તમે ત્રીલોવર કીરતાર, શામીજી તમથી અનત કરોડ જીવ ઉતરે પાર. ૮૦
એ શામીજી તમે ભગત સખાયા સદા છો કૃપાળ, શામીજી તમે ધરણીશ્વર છો દીન દયાળ. ૮૧
તે ગુરે વીનતી એસી કરી શાહાસુ ચીંતજ દઇ, શામીજી તમે પીતા ને અમે બાળક સહી. ૮૨
શામીજી અમે ગુનેગાર તમે બક્ષણહાર, એ નાકુછ ગત તમારીને તમે દેજો દીદાર. ૮૩
ત્યારે એસો વચન સુણી શાહાજી બોલ્યા સોયે, પીર હમ તમ એક, નહી કુછ દોયે. ૮૪
એ પીર હમ તમ મલી એકજ દેહ, તમે ઇતના કાહેકુ ધરો છો સ્નેહ. ૮૫
એસો બોલ્યા શાહાજી પીરસુ હેત મન કરી, તે પોતાની શીરબંધ લઇને ગુરના મુસ્તક ઉપર ધરી. ૮૬
તે પોતાનુ મુસ્તક શાહાજી ઉઘાડું કરે, ત્યારે પીર હશન કબીરદીન શીર-બંધનો છેડો લઇ શાહા આગળ ધરે. ૮૭
ત્યારે ગુરે શીરબંધનો છેડો કાઠી દીયો શાહાજીને હાથ, ત્યાં ગુરે ગજ ગજ પ્રમાણે વાંચી શાહાની સફાયત. ૮૮
ત્યારે શાહે શીરબંધ પાગ બાંધી નવ છુગા સમેત, ત્યારે શાહાજીના મનમા ઉપનું હેત. ૮૯
ત્યારે શાહે હેત ધરી પીર કબીરદીનને બોલાવી લીયા, ત્યારે અનત કરોડનુ શાહે વરજ દીઆ. ૯૦
ત્યારે નવ છુગાની પાગ ગુર ઉપર શાહે મુકી તહી, શાહે ગુર હશન-શાહને થાપીયો સહી. ૯૧
આજ હુશેની આલમા હશનશાહ ધરીયો પીર કબીરદિનનું નામ, તે ગુર કલજુગમા અનત કરોડ જીવુંના કરજો કામ. ૯૨
ત્યારે પીર કબીરદિન ઘણીક વિનતી કરી શાહાસુ સહી, શામીજી અમથી કલજુગના લોકોનો ભાર ઉપડશે નહી. ૯૩
શામીજી આજ કલજુગમા પાપ વર્તે સબ કોય, તો અમથી અનત કરોડની નીપજ કેમ હોય. ૯૪
સુણો પીર હશનશાહા અમે તમને કહું વાત, અમે ભગતુંને કાજે રહેશું તમારે સાથ. ૯૫
ગુરજી તમે આગળ થઇને દેખાડજો અમારો કામ, પછે તે અમે કરશું ભગતોના કામ. ૯૬

ત્યાંથી અનત કરોડના વર લઈ પીર હશનશાહા વળ્યા સહી, ત્યારે ગુરે પીર
શાહનું જાંપ જપાવ્યા તહીં. ૯૭
જે પીર શાહ જાંપ જપશે નામ, તે આજ અમરાપુરી પામશે ઠામ. ૯૮
જે કલજુગ લગતે સંધ લગી પીર શાહા જાંપ જપશે નામ, તે આજ સહી
વઇકુંઠ પામશે ઠામ. ૯૯
તે પીર શાહા વીના કોઈ અવર દુજા જાપ જપશે નામ, તે કલજુગમા દઇંત
કાલીંગાના ચાલા ચર્બ્ટ સહી કરી માન. ૧૦૦
ત્યારે અનત કરોડના વર લઇ પીર હશનશાહા વળ્યા, તે ગુર જંપુદીપ
માંહે આવી સંચર્યા. ૧૦૧
તે ગુર આજ નવખંડમા પીર હશનશાહા જાણ, તે ગુરના પીર ઇમામશાહા
હુવા પ્રમાણ. ૧૦૨
તે પીર હશનશાહા પીર ઇમામ શાહાકું પટા દીયા, તે પીર ઇમામશાહા
મુલક હીંદુસ્તાનમા પ્રીત બોધ્યા. ૧૦૩
તે ગુરના પીર મહમદશાહા હુઆ સહી જાણ, પીર મહમદશાહાને વર
આપ્યો પ્રમાણ. ૧૦૪
અહીં લગી ગુરજીએ આપ દેખાડયો રાજજ કર્યા, તે પીર મહમદ શાહાના
તનથી પીર મુસ્તફા કલમા અવતર્યા. ૧૦૫
તે ગુર તન તપર્સા પીર નુરમહમદ હુઆ પ્રમાણ, ભાઇ તે આજ કલમા
કાયમ ત્યાં આવશે સહી કરી જાણ. ૧૦૬
તે ગુર તપસીને થાનકે મહા મંગળ વરતશે સોયે, ભાઇ તે આજ કળમા
કાયમ પ્રગટ પધારશે ત્યારે સહુ નીશાની પુરી હોયે. ૧૦૭
ત્યારે દુનીઆનું પાપ ને મુનીવરનું પુન પુરૂં હોય, ત્યારે એ નીશાની લેજો જોય. ૧૦૮
ત્યારે દરીઆ લીયા લુપશે, અને બેડી બુડશે નીરવાણ;
ત્યારે મહીમા માખણ નહી તરે, સ્રી રોતા મેલે નાના બાળ. ૧૦૯
ત્યારે પાતાળના પાણી ખુટશે, અને ધરતી પાપે નહી ઝાલે ભાર;
ત્યારે બ્રાહ્મણ શુદ્ર ઘેર પરણશે, અને પુરૂષ મેલશે નાર. ૧૧૦
ત્યારે દોનું બંધવ લડશે, તેના હૃદય દયા નહી નીરવાણ;
ત્યારે એવા કુડ કપટ કલ માંહે વાપરશે, ત્યારે રાજા બોલશે આળ. ૧૧૧
ત્યારે બાર બેટી પરવરશે, અને ગવા દોહા હોય;
એક નારી ત્રણ બાળક જણશે, ત્યારે એ નીશાની લેજો જોય. ૧૧૨
ત્યારે કલ માંહે અન ઓછું પાકશે, ત્યારે વર્ષા ઘટશે નીરધાર;
ત્યારે પુત્ર પીતાશું વઢશે, ત્યારે બે બંધવ બોલશે આળ. ૧૧૩
ત્યારે બ્રાહ્મણોના ત્રાગડા તુટશે, ત્યારે ક્ષત્રીના ક્ષત્રવટ જાશે રાજ;

ત્યારે દાશી પુત્ર રાજ કરશે, ત્યારે કુરમ્બમા વીણુશાસે કાજ. ૧૧૪
ત્યારે સર્વે લોક પાપે પાખંડ રાચશે, ત્યારે દઈત કાલીંગાના ચેલા ચારા ર્બટ કરશે નીરધાર;
ત્યારે એવા મહા પાપ પ્રગટ થઈને વાપશે, ત્યારે વાશીંગ છોડશે ભાર. ૧૧૫
ત્યારે આવરદા ઓછી ઉપજશે, ત્યારે જુઠે જાયશે સોય;
ત્યારે લોભ કપટ કલજુગમા વ્યાપશે, ત્યારે રાજા વાચા દીધી નહી પારે કોય. ૧૬
ત્યારે લોક વીશ્વાસ ઘાત ઘણી કરશે, તેને હદયે દયા નહી નીરવાણ;
તે લોક જીવ હીંસા બહુ કરે, તે કુડ કપટ કરી જોડશે દામ. ૧૧૭
તે દામ જોડીને ધરતી પર ધરે, ઉપર ફીરે ફણુધર જાણ;
એવા કુડ કપટ કરી કલ માંહે અવતરે, તે સર્પ રૂપે શીર કુટે નીરવાણ. ૧૧૮
તે ચર્બટ ચારા કરે દાણવા, જે અમે તીર્થવાસી છું ઠામ;
તે પુરજ થઈને પરમા બોલશે, તે રાન્યા અઝાઝીલના કામ. ૧૧૯
ત્યારે એવા ચર્બટ ચારા કલજુગ માંહે વ્યાપશે, અને જુઠા ચર્બટ કરશે જોય;
અનેક આચારે કાલીંગો લુટશે, બહુ જુઠા કર્મ કરી દેખાડશે સોય. ૧૨૦
ત્યારે જે મોમનના પુન પડતર હશે, ત ચીત ચાળા કરે નીરવાણ;
તે અંધારે ગર્જના ઉઠશે, તેનું હરી ઉપર હેત નહિ નીરવાણ. ૧૨૧
તે માશ છ માશે ગત માંહે આવશે, તે દેવ ક્રિયા વોણા જાશે દેવ;
તે ગુરની ફરમાશ વેળા ફીરા પડે, એ નીશાની વલા આવી તત્બેવ. ૧૨૨
ત્યારે મોમનના મેળા ભાંગશે, ત્યારે તે મોમનનું મન મોટું કરી જાણ;
તે ગુરનું ઇલમ ઓછું પત કરશે, તેનું ગત ઉપર હેત નહી નીરવાણ. ૧૨૩
તેના પાસે સુખી મુસાફર માગે હાલ માલ, ત્યારે દવના દર્શનથી જાવ;
એવા રોળ્યા રાન્યા અતિ ઘણા, બ્રાહ્મણ શુદ્રનું ખાય. ૧૨૪
ત્યારે મોમનના મન આગમથી ઉઠશે, ત્યારે મોમનના મનમા બોફજ થાએ;
ત્યારે કાલીંગો ચારા ચર્બટ કરશે, ગુર કહે અંત લઇ જાય સોએ. ૧૨૫
ત્યારે ગુર કહ કુરતીઆ ફળ આવશે, ત્યારે વનફળ કલજુગ માહે ઓછું હોય;
ત્યારે સિંહ હરણ એક આર ચરશે, ગુર કહે સો ગત પુરી હોય. ૧૨૬
એ સર્વે નબી મહમદ ભાખ્યા, ભાઇ તમે આગળ નીશાની લેજો જોય;
જે તંબાકુ પીવે તે દાજખી, તેનું ભેદ ન જાણે કોય. ૧૨૭
શાહાજીએ હુકમ એસા ફરમાવ્યા, તમે સુણોરે દોજખ આંચ જોય;
દોજખના ધુંવા ભેજ્યા ઇસ જુગમા, તેને સતી ખાયે પીયે સબ કોય. ૧૨૮
તબ દોજખને તો કીયા કર્યા, જો એક ટાંક ધુંવા દીયા ઉડાય;
તે ચીણુ મહા ચીણમા આવ્યો, ત્રણ દીવશ કાલીંગાના પેટમા રહ્યો છે જાય. ૧૨૯
ત્યાંથી કાલીંગો કુઠામે વાસરીયો, તેણે દોજખનો ધુવો નાખ્યો કાઢ;

તે ધુંવો દીલ્લી ખુરાશાનમા આવ્યો. તેમાંથી ઉગ્યો તંબાકુનો છોડ. ૧૩૦
તેના પાપે દેવ કલજુગ પુરો કરે, ત્યારે વરશ દશ દાડલે જાવે સાર;
ત્યારે સંઘ સગળી આવી મળે, ત્યારે હોયશે એકાકાર. ૧૩૧
જ્યારે એવિ કપટ વેલા આવશે, ત્યારે કલજુગ માંહેથી જાયશે ધર્મ;
ત્યારે એક અવીચલ સતપંથ જાણજો. ભાઈ સહુ માથે લેશે કર્મ. ૧૩૨
ત્યારે શુદ્ર નહી માને બ્રાહ્મણોને અને ગંગાનું નીર જાયસે સુક;
જ્યારે એવો પાપ પ્રગટ થઈને વાપરશે, ત્યારે અઢાર વરણ થાયશે એક. ૧૩૩
તેણે પાપે નબી મહમદની મહેર ઉઠશે, ત્યારે ધર્મસરા માંહેથી પાપ નહિ ઉતરે લગાર;
ત્યારે અનત વનસ્પતી નહી ફલે સ્ત્રી નહી પ્રસવે બાળ. ૧૩૪
ત્યારે કલમા કાયમ પ્રગટ પધારશે. જ્યારે એ નીશાની પુરી પડે નીરવાણ;
ત્યારે મોમનના ઘરે ઓચ્છવ મંગળ વર્તશે, અને દુનીયામા ત્રાશે તુટશે પ્રાણ. ૧૩૫
એ નીશાની જે હસ્તીને દુધ આવશે, અને દરીયાનું નીર મીઠું નીરવાણ;
પીપરના પાન નાગર વેલ જેવા પરઠશે. અને પશ્ચિમથી ઉગમસે ભાણ. ૧૩૬
જ્યારે એ નીશાની સર્વે પુરી પડે. ત્યારે તું શાહાને સહિ આવ્યો જાણ;
પીર ઇમામશાહા સત બોલ્યા, ભાઇ એ છે છેલ્લું એંધાણ. ૧૩૭
ત્યારે એક શાહાનો મીર ઇશમાઈલ આવશે, તેની સાથે બાણું લાખ કોતલ હોય;
તેતો દુવ્વાઇ શાહાની ફેરાવશે. સેતા સમરકંદ બેસશે સોય. ૧૩૯
જ્યારે કલજુગમા પાપ વર્તે સબ કોઇ, ત્યારે શામીજીના ઘરે સૈન્ય મેલાવા હોય. ૧૩૮
તે કલજુગમા હરીનું સેતર દીપમા રહેવાનું ઠામ, તે ગુર હશનશાહા સુત પીર ઇમામશાહા કંથીને સુણાવ્યા જ્ઞાન. ૧૪૦
તે વીરચા શાહેરમા બેઠો સોય, તેને રાજા રઈયત નવ જાણે કોઇ. ૧૪૧
શાહાને અખંડ દેહીને રખાકાર, શાહાને અખંડ વાગો પેરણ સાર. ૧૪૨
તે શામી સૈન્ય મેલાવા કરે, તે દેવ જંપુદીપ માંહે આવી સંચરે. ૧૪૩
તેના સાથે બાણું લાખ કોતલ હોવે સહી, તે દેવ શાહાની દુવ્વાઈ ફેરાવશે નવખંડ માંહે જઈ. ૧૪૪
ત્યારે જે સાચા મુનીવર હશે તે મળશે અહીં, ત્યારે પેલા જુઠાને શીર ગાહા દેશે તહીં. ૧૪૫
ત્યારે પહેલા મીર ઈસ્માઈલ જાયશે મહા ચીણ મીંઝાર, તે જઇ ઉભા રહેશે પશ્ચિમને દ્વાર. ૧૪૬
ત્યારે હાંક મારે મીર ઇશ્માઇલ તત્કાર, હવે તું કેમ સુતો કાલીંગા ગેમાર. ૧૪૭
હવે આવે અંભગને તુજ કાટે શીશ, એમ બોલે દેવ ક્રોધ કરી મહા રીશ. ૧૪૮
ત્યારે દેવની હાંક સુણીને દઈત ખડવડે, ત્યારે પહેલા કોટના કુંગરા પડે. ૧૪૯

ત્યારે સર્વે નગર માંહે થાયશે હલ હલકાર ત્યાં એસી દેવે કરી છે પુકાર. ૧૫૦
ત્યારે મીર ઈસ્માઈલ પાછા ફરી શાહા પાસે જાય, ત્યારે દઈતના મનમા ક્રોધ ન માય. ૧૫૧
ત્યારે દઈતના યોદ્ધા શર્વે મલી એકઠા થાય, ભાઇ હવે તારો દુશમન જીવતો કેમ જાય. ૧૫૨
ત્યારે અતી ક્રોધ કરીને કુટી કસણી, કે આજ હું છું છાશઠ કરોડ યોદ્ધાનો ધણી. ૧૫૩
તેનું ફુલ્યું અંગને ચડી સલોલ આહે, તેને બે શાહસ્ત્ર યોદ્ધા વળગયા બાંહે. ૧૫૪
તે એક માશને દીન સોળ બખતર ઉતમ પેરે સાર, ત્યારે દઈત યોદ્ધા બાંધે હથીયાર. ૧૫૫
ત્યારે સર્વે પેરે શીલે બખતર સાલ જેહ, દઈત સપટ કરીને પાનના બીડા ચાવે તેહ. ૧૫૬
તમે સુણોરે યોદ્ધા કાલીંગો કહે નિશંક, તમે રણમાંહે ઝુજતાં મ આણજો શંક. ૧૫૭
ત્યારે દઈત મલકેશ્વર કહે હું તો પાંચ પાંડવસું લડું, બીજા અવર યોદ્ધા હું તો નહી ગણું. ૧૫૮
ત્યારે દઈત ગજકેશ્વર કહે તતકાળ, હું કરોડ જીન ભુતનો છું વીકાળ. ૧૫૯
ત્યારે દઈત રણકેશ્વર બોલ્યો તેણીવાર, હું તો બાણું લાખ પીચાશ મારૂં નીરધાર. ૧૬૦
ત્યારે દઈત રણકેશ્વર બોલ્યા બળવાઇ, હું તો વાશીંગ નાગનું સૈન્ય મારૂં ઉઠાઈ. ૧૬૧
ત્યારે દઈત કાલીંગો બોલે બોલ, હું તો અભંગ સરીખા મારૂં કરોડા કરોડ. ૧૬૨
ત્યારે કમલા કુંવર બોલ્યા દઇતની સભા માંહે જઇ, ભાઇ આપણે રાજ ક્ષત્રીવટ પાળવું સહી. ૧૬૩
પણ યોદ્ધા હશે તે છુપ્યા નહી રહે, પણ ધણકા ધાહ્યા તો એરણ સહે. ૧૬૪
ધણ કેરા ધાહા તેતો પાકે ભુપાળ, તમારો લખ્યો હશે તે થાયશે કર્મ નિરાળ. ૧૬૫
પણ તેતો બાપ ભોગવશે એમ કમલા કુંવર કહે, પણ તમારા ક્ષત્રી હશે તે છુપ્યા નહી રહે. ૧૬૬
ત્યારે દઈત તુરીંગ ચંચલ પલાણે તેણીવાર, તે દઈતના હાથમા સાડા બાર મણની કમાન પ્રમાણ. ૧૬૭
તેનું સાડી બાવીશ શેરનું એક તરકશનું તીર. જેથી પડે વજરની ભીંત. ૧૬૮
તે પાંચ છુરી કટારી બાંધે હથીયાર મંદગર તલવાર, તે દઈત છ માશ લગણ બાંધે હથીયાર. ૧૬૯
ત્યારે ઘોડે પાખર બાંધી એવ, ત્યારે દઇંત થઇ તઇયાર ને ચાલે તતખેવ. ૧૭૦
ત્યારે દઇંત કાલીંગો ઘર માંહેથી ચાલ્યો થઇ અસ્વાર, ત્યારે સામી એક રોઈ ઉઠી વિધવા નાર. ૧૭૧

તે દઈતને સુકે કાંઠે કાગ કળકળે, ત્યાં નાક વાઢી નાર એક સામી મળે. ૧૭૨
જે હવે અહીં બહોત કઠણ શકન દઈતને થાય, પણ ક્રોધ કરીને મન બોલ્યો રાય. ૧૭૩
ભાઇ મારૂં બહુ સેન્ય તેનું પાર ન પાયે, પણ હવે મુજ સામું અભંગ જીવતો કેમ જાયે. ૧૭૪
ભાઇ મારી સાથે યોદ્ધા છે મહા અતી બલીઆ રાય, ત્યારે અભંગનું સેન્ય તે મારૂં દળ મેલાય. ૧૭૫
તે એવો મહા ગર્વ કરી નીશરે, તે ઉતરને દરવાજે જઇ સંચરે. ૧૭૬
તે ઉતરની દિસે એકવીશ દરવાજા ઉતમજ સાર, તે ગાઉ ગાઉ પહોળા છે વીસ્તાર. ૧૭૭
તે દઈતના સેન્યનું પાર ન લેવાય, તે દળ એકવીશ દરવાજે સપટ ચાલ્યો જાય. ૧૭૮
ત્યારે છાશઠ પોર લગી દળ એકવિશ દરવાજે નીશરે, તે જઇ પશ્ચિમ દીસે પીઆણા કરે. ૧૭૯
ત્યારે દઈત કાલીંગો કમલા કુંવરને રાજે બેસાડીને નીસરે, ત્યારે કમલા કુંવર સુરજા રાણી ગુરનરની વીનતી કરે. ૧૮૦
ત્યારે મુખી કમલા કુંવર સર્વે લોકોને હાથે સ્મર્ણી લઇને જીકરજ કરાય, તો હમકું દીદાર દેણેકું આવજો પીતાય. ૧૮૧
એસી શફાયત કરેં સર્વે દેવ, ત્યારે મન વેગે આવી પીર શમશ પ્રગટ થાય તતખેવ. ૧૮૨
તે દેવ પશ્ચિમને દરવાજે ઉભશે આહે, ત્યારે સુરજા રાણી કમલા કુંવર સવના મનમા હર્ષ ન માય. ૧૮૩
ત્યારે દેવને કરી શલામ સર્વે દેવ ઉભા કરજોડ, ત્યારે કમલા કુંવર વીનતી કરે કરજોડ. ૧૮૪
તમે સુણો ગુર પીતા વીનતી અમતણી, તમે મહાદન અમને નજરે મ દેખાડજો હો ધણી. ૧૮૫
શામીજી અમે નાકુછ ગત તમારી આય, અમે ગુનેગાર જીવ લાગું તમારે પાય ૧૮૬
શામીજી અમે ઉણીયાચારી તમે બક્ષણહાર, શામી અમે ગુનેગાર છીયે અનત અપાર. ૧૮૭
ત્યારે ગુર શમશ સર્વે ભગતસું એમજ કહી, એ કમલા કુંવર તમ શીર ભરણ ભરાવશું સહી. ૧૮૮
હવે તમે સર્વે રખીસર ચીણ છોડી નીશરો, તે જંબુદીપમા જઇ સંચરો. ૧૮૯
તમે દેવ રખીસર નારાયણ દેવના સેન્ય માંહે મલજો જાય, હવે ચીણ મહા ચીણ પાણીમા ડુબાવશો શાહે. ૧૯૦

ત્યારે એસો કહિ પીર શમશ ચાલશે સહી, ત્યારે સર્વે દેવ રખીસર પાય લાગશે તહીં. ૧૯૧
ત્યારે સુરજા રાણી કમલા કુંવર વીનતી કરે છે ઘણી, શામી અમને અંતકાળે મ વીસારજો હો ધણી. ૧૯૨
ત્યારે સર્વે રખીસર ચીણુ છાડી નીસરે, જઈ જંપુદીપ માંહે સંચરે. ૧૯૩
ત્યારે સર્વે રખીસર શાહા પાસે જઈ ઉભા રહે, ત્યારે સર્વે દેવસું શાહા વાત કરે. ૧૯૪
ત્યારે સર્વે દેવ રખીસર કહેશે સુણો દીન દયાળ, હવે શામીજી સેન્ય મેલાવો કરો પ્રતીપાળ. ૧૯૫
ત્યારે શાહાજી દઈંત મારવાનું કરે વીચાર, ત્યારે બહુ સેન્ય મલે ખણ એક મોંઝાર. ૧૯૬
ત્યારે શાહાજી દુલ દુલ ઘોડો પલાણે તતક્ષણા, ત્યારે શાહાજીના ઘોડાને રત્ન જડીત સુવર્ણ તણા. ૧૯૭
ત્યારે શાહાજીના ઘોડાને લગામપાટી સુવર્ણના ઘડયા, તેને બહુ હીરા રત્ન માણક મોતી જડયા. ૧૯૮
તે ઘોડાને કોટે હીરા રત્નની માળ ઝલકાર, તે ઘોડાને મોતી પરોવ્યા વારોવાર. ૧૯૯
તેને સુવર્ણ સહસ્ત્ર બાંધ્યા ઘુઘરાં, ગુર કહે તેની શોભા અતી ઘણા. ૨૦૦
ત્યારે દુલ દુલ ઘોડો સણગાર્યો ભરપુર, જેવા સહસ્ત્ર કલાસું ઉગ્યો સુર. ૨૦૧
ત્યારે હસી કરી શાહાજી બોલે જોગ, શાહાને રત્ન પેરણ સંજોગ. ૨૦૨
શાહાની પગની મોજડી સુર્વણની ઝલકતી અપાર, શાહાને પેરણ ઈજાર બહુ રંગી સાર. ૨૦૩
તે કેડનો પટકો બાંધ્યો યાદવ રાય, ગુર કહે બહુ અમુલ્ય કેડે કહ્યો નવ જાય. ૨૦૪
ત્યારે શાહાજી મુખ તંબોળ ખાશે જીઆઈલ પાનના બીડા દીયે જાણુ, ત્યારે શાહાજીને કોટે માણક હીરા રત્નની માળ. ૨૦૫
શાહાનો અમુલખ ચહેરો ઝળકે અપાર, શાહાના તેજ સામું ન જોવાય સાર. ૨૦૬
શાહાજી છુરી કટારી બાંધે હથીયાર, ત્યાં ખણુંગ ત્રોવારો હાથે લેશે મોરાર. ૨૦૭
ભાઇ જ્યારે દુલ દુલ ઘોડે શાહા મારો થાય અસ્વાર, ત્યારે ત્રણ ભમણમા પડશે પુકાર. ૨૦૮
ત્યારે હસી કરી શાહા બોલશે વાત, શાહાને હાથે ચાબકો બહુ રંગી ભાત. ૨૦૯
ત્યારે શાહાજી પાસે ચોશઠ લાખ જોગણીયું આવે તેણીવાર, હાથમા ડમરૂં વજાવે બોલે જેજેકાર. ૨૧૦
ત્યારે ગુર હશનશાહા સાથે જે અનત કરોડ જીવ ઉધરે, તે શાહાજી પાસે આવી સંચરે. ૨૧૧

જે દેવ નવાણું કરોડ જખેશર રાય, તે પણ આવે શાહાના પાસે ત્યાંયે. ૨૧૨
જે છપન કરોડીઉં મેગા દેવ વીખ્યાત. તે પણ આવે શાહાકે સાથ. ૨૧૩
જે બત્રીશ કરોઠ કીનર દેવ, તે પણ આવી કરે શાહાજીની સેવ. ૨૧૪
જે તેત્રીસ કરોડ દેવતાં મુનીવર ભાઈ, તે પણ શાહા પાસે આવે ધાઈ. ૨૧૫
જે કરોડ પાંચેસું પેલાજ આહે, તે આવે શાહા પાસે ધાઈ. ૨૧૬
તે સાતે કરોડશું રાજા હરીચંદ્ર તારા રાણી કુંવર રોહીદાશ, તે પણ આવે શાહાજીને પાસ. ૨૧૭
જે ભગત રાજા જુજેશઠણુ મહા સુજાણ, તે નવે કરોડસું આવે સાહા પાસે સહી જાણ. ૨૧૮
જે બાર કરોડ પીર સદરદીન સાથે છુટા સહી જાણ, તે પણ આવે શાહા પાસે નીરવાણ. ૨૧૯
જે સોહેદેવ અર્જુન નકુળ રાય, તે ભીમ સેન્યનું દળ કાંઈ કહયો નવ જાય. ૨૨૦
તે યોદ્ધાને હાથે ગદાને મહા બળીયા વીર, તે ચાલીશ લાખ કુંઢા ધારીસું ચડેરે સુધીર. ૨૨૧
ત્યાં નકુળના દળનું અંત ન પાર, તે પાંત્રીસ લાખ નેજાધારી થાય અસ્વાર. ૨૨૨
જે સોહદેવનું દળ મહા બળીયા વીર, તે ચઉદ લાખ ચક્રાધારી ચડેરે સુધીર. ૨૨૩
તે અર્જુનના દળનો અંત ન પાર, તે છત્રીશ લાખ ધનકાધારી થાય અસ્વાર. ૨૨૪
તે પાંડવનો દળ સર્વે મલીયો એક ઠાય, તેના અબલખ ઘોડા કાંઇ કહ્યા નવ જાય. ૨૨૫
તે ઘોડા હરણા હંસલા આરબી સાર, ત્યાં તેજી તુરકીને તુખાર. ૨૨૬
ત્યાં કટારીઆ કાહેરીઆ કાબરા સાર, લીલા જટરીઆ અબલખ તુખાર. ૨૨૭
અવર તેજીનું અંત ન પાર, ત્યાં ચડયા સર્વે યોદ્ધા મહા જુંજાર. ૨૨૮
તે પાંડવાનો સેન્ય ચાલતા લુપે સુર, જેમ સમુદ્ર નદીએ આવે પુર. ૨૨૯
તે દળ આવી પોતો જ્યાં શ્રી હરી, તે દેવને પાય લાગી વીનતી કરી. ૨૩૦
ત્યાં હસી કરી શાહાજી બોલ્યા સુજાણ, હવે પાંડવોના દળને કરસું આગેવાન. ૨૩૧
જે વ સંગ નાગ વસે પઈઆર. તે પણ શાહાના સેન્યમાં આવી મળશે તત્કાળ. ૨૩૨
જે નવ કુલ નાગ દીવાધારી વીર, તે નાગોના દળ ચડેરે સુધીર. ૨૩૩
તે સાથે અઉંઠ કરોડ જુન ભુત તે સાચ, તે બાણું લાખ ચડે પીસાચ. ૨૩૪
જે ગોરખ નાથ મહા મુનીવર વિર, તે પાંચ લાખસું ચડે સુધીર. ૨૩૫
તે આવે ગોરખ શાહાને સાથ, તે સીંગણીએ પુરાવે નાદ. ૨૩૬
તે માંહે સવા કરોડ સંખ તણો ઝણકાર, તે દીન દેવ જોવા આવે અપાર. ૨૩૭
એક લાખ ને ચોવીશ હજાર પયકામ્બર દેવ, તે શાહાજીના સેન્ય માંહે આવી મળશે તતખેવ. ૨૩૮

તે માંહે સીતેર સહસ્ર હુરેની સતજ ભાયે, તે પહેલા શાહાના સૈન્ય માંહે મળશે આયે. ૨૩૯
જે સાત ફીરસ્તા બુજરક આયે, તેતો શાહાને ચમર ઢરાયે. ૨૪૦
જે અઢાર ભાર વનસ્પતી બહુ રંગી ભાત, તે પણ આવે શાહાજીને સાથ. ૨૪૧
જે સાત સમુદ્ર ભલા સતજ ભાઇ, તેતો શાહાના સૈન્યમાં મળશે જઇ. ૨૪૨
જે નદી નવશો નવાણું નીરવાણ, તે શાહાના સેન્યમા આવી મળશે સહી જાણ. ૨૪૩
જે પાણી પવન મહા મોટા બહુ બળીયા જાણ, તેનું બળ કહ્યું નવ જાય પ્રમાણ. ૨૪૪
જે કોઈ અહીં ચાલશે શાહાજીકે ફરમાન, તે શાહાના સેન્યમા આવી મળશે નીરવાણ. ૨૪૫
ત્યાં મલે દેવ મુનીવર વીર, ત્યાં અનત કરોડ પીર હશનશાહા સાથે ચડે સુધીર. ૨૪૬
જે આજ કલજુગ માંહે સર્વે મુનીવર વિર સતજ ભાય, તેતો સર્વે લાગે સતગુરને પાય. ૨૪૭
તે માંહે જે સાચા હશે આયે, તેતો શાહાના સેન્યમા મળશે જાયે. ૨૪૮
જે આદ અંતે સીધા મુનીવર દેવ, તે પણ આવે શાહાજીની કરવા સેવ. ૨૪૯
જે સતપંથે મુનીવર ચાલશે સહી, તેતો શાહાજીના સેન્ય માંહે મલશે જઈ. ૨૫૦
ત્યાં આવે હડમત વીર રાય, તેતો પર્વત માથે લેસે ઉઠાય. ૨૫૧
તે સુંદર યોદ્ધા મહા બળીયા આય, તે સર્વે આવી મલે જ્યાં છે શ્રી યાદવરાય. ૨૫૨
તે સર્વે પાય લાગીને ઉભા રહે, ત્યારે સહુ કોને રથે બેસો એમ શાહાજી કહે. ૨૫૩
ત્યારે એક મુનીવર સાથે એસીં લાખ ઉંટ સમર લેશે સાથ, તેને ચાર લાખ દોરા ધારી હાથ. ૨૫૪
તે એક એક મુનીવર સાથે એવા દળ ચાલશે સહી જાણ, એક એક મુનીવર પુઠે સાત લાખ ઝુલે નીશાન. ૨૫૫
તે સર્વે શાહાજી આગળ નીશાન બહુ વજાવે સુર, બીજા ક્ષોણુ અઢાર વાજે રણતુર. ૨૫૬
ત્યાં વાજે દધામા ભેરીયું ગરહરે, ત્યાં બહુ નાદ નીશાન ધરતી થરથરે. ૨૫૭
ત્યાં વાજે અનંત દંદ રણસંગ સાર, ત્યાં વાજે માંધલ થાય ધમ ધમકાર. ૨૫૮
ત્યાં વાજે શંખ ઓર વાસળીયું વેણ, ત્યાં અવધુતકી નારી વજાવે વેણ. ૨૫૯
ત્યાં બીજા વાજીંત્ર વાજે અનોપમ વાણ, બીજા અવર વાજીંત્રનું પાર ન જાણ. ૨૬૦
શાહાજીનું અસું સેન્ય કાંઇ કહ્યું નવ જાય, પાય ઢળતો ધરતીએ નહી સમાય. ૨૬૧
ત્યારે ઇશ્વર અલા શાહા પાસે હાજર હોય, તે શાહાજીકે પાસે રથે બેસો એમ. ૨૬૨

ત્યાં સર્વે મલે મુનીવર દેવ વીખ્યાત, ત્યાં નવ ગ્રહ ચાલે શાહાજીકે સાથ. ૨૬૩
જ્યાં ઉત્તર દક્ષિણ પુર્વ પશ્ચિમ જે કાઇ હોવે મુનીવર દેવ, તે જ્યારે શાહા-
જીનું સેન્ય મળશે ત્યારે દોડી આવે તત્ખેવ. ૨૬૪
જે શાહાજીનું મલે સૈન્ય અનોપમ સાર, ત્યાં ધજા નેજાનું અંત નહી પાર. ૨૬૫
તે શાહાના સેન્ય દીઠે આનંદ થાય, એક એક મુનીવર કાંઇ વખાણ્યો નવ જાય. ૨૬૬
તે સર્વે યોદ્ધાને સીલે પાખર ઝલકે ઘણી, સીલે બખતર પેરી બેસે
ગુરનર ધણી. ૨૬૭
તે દેવનો સેહેરો અમુલખ બહુ રંગી ભાત, તે દેવને દશ મણની કમાન હાથ. ૨૬૮
તેનું અઢાર શેરનું એક તરગસનું તીર, જેથી પાડે દઈત દાણવાનું શીર. ૨૬૯
શાહાજીને કેડે કટારી છુરી મંદગર તરવાર, ત્યારે સર્વે દેવ ત્યા બાંધે હથીયાર. ૨૭૦
તે ગાજે ગરજે જેમ કાટે શીશ, તેથી મારી દઈંતોને કરે નીરાશ. ૨૭૧
તે સર્વે યોદ્ધા બાંધી હથીયાર સર્વે એકઠા થાયે, તે આવી લાગે ગુરનરને પાયે. ૨૭૨
ત્યારે શાહાનું ચાર દીસનું સેન્ય એકઠું થાય, તે મુનીવર બહુ રૂપવંતા કાંઇ
કહ્યું નવ જાય. ૨૭૩
કર્તા જુગના મુનીવર હુવા સુજાણ, તેનું સરદ સેન્ય હુઆ વખાણ. ૨૭૪
તે દેવનું સરદ ઘોડા સરદ રૂપ અપાર, તેના સરદ વસ્ત્ર પેરણ સાર. ૨૭૫
તેનું સરદ વાગો સરદ શીરબંધ જાણ, તેના કેડનો પટકો સરદ વખાણ. ૨૭૬
એતા કર્તા જુગના મુનીવર જાણ, તેનું સરદ સેન્ય હુવા પ્રમાણ. ૨૭૭
કર્તા જુગમા રૂગ વેદ સરદજ જાણ, તેથી સરદ સેન્ય હુઆ પ્રમાણ. ૨૭૮
ત્રેતા જુગના જે મુનીવર ભયા, તેના જરદ રંગજ થયા. ૨૭૯
તેના જરદ ઘોડાને જરદ પલાણ, તેના જરદ ધજા પોતાનું નીશાન. ૨૮૦
તેનો જરદ વાગો સર્વકો આહે, તેને જરદ મોજડી પેરણ પાહે. ૨૮૧
તેના જરદ શીરબંધ ને વસ્ત્ર જાણ, તેના જરદ કેડના પટકા વખાણ. ૨૮૨
એતા સર્વે ત્રેતા જુગના મુનીવર જાણ, તેનો જરદ સેન્ય હુઆ પ્રમાણ. ૨૮૩
જે ત્રેતા જુગમા જુજર વેદ જરદજ જાણ, તેથી સર્વે સેન્ય જરદ હુવો નીરવાણ. ૨૮૪
જે દુઆપુર જુગમા મુનીવર હુઆ સુજાણ, તેનુ શામ વેદ હુઆ પ્રમાણ. ૨૮૫
તેના શામ ઘોડાને શામ પલાણ, તેના શામ ધજા પોતાનું નીશાન. ૨૮૬
તેના શામ વસ્ત્ર પેરણ સાર, તેની શામ મોજડી પેરે ઝણકાર. ૨૮૭
તેના શામ શીરબંધ વસ્ત્ર જાણ, તેના કેડના પટકા શામ વખાણ. ૨૮૮
જયારે દુઆપુર જુગમા શામ વેદજ જાણ, તેથી શામ વેદ હુઆ પ્રમાણ. ૨૮૯
આજ કલજુગ માંહે મુનીવર હુઆ સુજાણ, આજ સહસ્ત્ર અનત કરોડ સુજાણ. ૨૯૦
તેના સેતર ઘોડા શાહા દુલ દુલ અસ્વાર, તે સેતર વાગો શાહાને પેરણ સાર. ૨૯૧
તેની સેતર તરવાર ને સેતર કમાન, તેને સેતર ધજા પોતાનું નીશાન. ૨૯૨

તે સેતર શીરબંધને વસ્ત્ર જાણ. તેના પગની મોજડી સેતર વખાણ. ૨૯૩
તે સેતર સેન્ય શાહાનુ આયે, મેગા ડમર છત્ર શાહા મારો શીર પર ઠરાયે. ૨૯૪
આજ કલજુગમા સેતર અથર વેહજ સાર, તેથી સેતર સેન્ય હુઆ વખાણ. ૨૯૫
એ ચાર જુગના ચોવરણા સેન્ય ઉતમજ જાણ, ગુર કહે બાકી અવર રંગનું અંત ન પાર. ૨૯૬
જયારે સર્વે સેન્યને શાહાજી નઇયણે દેખે જાણ, ત્યારે હસી હરખી શાહાજી બોલે વાણ. ૨૯૭
એ સર્વે દેવોને કહે શાહાજી તમે ચાલો સુજાણ, હવે તમે સરવે જંપુદીપમા કરો મેલાણ. ૨૯૮
જે દેવ છમછર ચીલોતર ચઈતરને ગુરૂવાર, તે દીન શાહા મારો ચડાવી સેન્ય થાય અસ્વાર. ૨૯૯
એ ઘરથી પગલાં ચાર શાહાજી ચાલી નીશરે, તેને નાર શામી એક આવી સંચરે. ૩૦૦
તે પહેરી આભુષણ સોળ શણગાર, તેણે કુંભ બે નીરના ભરીઆ સાર. ૩૦૧
તે ઉપરે એક સુવર્ણના થાર, તે માંહે છે પાંચે અમૃત ભોજન સાર. ૩૦૨
એસા શકન શાહાજીને થાયે સહી, ત્યારે ગુર બ્રહ્માજી બોલ્યા તહીં. ૩૦૩
શાહાજી બોહોત શકન મહા બળીઆ આહે, શામી સર્વે દઇતનું સેન્ય ખુરીમા જાયે. ૩૦૪
ત્યાંથી શાહાજીનું સેન્ય સર્વે ચાલ્યો જંપુદીપે આયે, ત્યારે શાહાજી ગઢ પર્વત સર્વે ફુંકે ઉડાય. ૩૦૫
જ્યારે એવા દળ ખુરાશાની ઉલટયા મહા સુધીર, ત્યારે નદી સમુદ્ર નહી પાવે નીર. ૩૦૬
શાહાજીનું ચાલ્યો સેન્ય બહુ ઘોડા ઉંટજ આયે, ત્યારે પાણી પહેલી ફોજને એક ઘુંટજ કરાયે. ૩૦૭
ત્યારે પાછલી ફોજને રહેમત થાયે, ત્યારે સર્વે સેન્ય ચાલ્યો જાયે. ૩૦૮
તે અનત સેન્ય તેનું પાર ન પાયે, તે સેન્ય મેર શીખર વચ્ચે ચાલ્યો જાયે. ૩૦૯
તે લંકા ગઢ આવે સાથે શાહે, તે શાહાજીનું સેન્ય મેર શીખર વચ્ચે નહી સમાય. ૩૧૦
એ સેન્ય ચાલતા બહુ ખેહ ઉડે, ત્યારે રાત દીવશની માલમ નહી પડે. ૩૧૧
છુપે સુરજ જેમ ભાદરવાની રાત અંધાર, ત્યારે ધરતી પાંહે ન ઝાલે ભાર. ૩૧૨
ત્યારે શાહાજી ખણુંગ ત્રીધારો હાથે ધરે, જેમ સહસ્ત્ર કલાસું સુરજ પરવરે. ૩૧૩
ત્યારે ખડંગને અજવાલે સર્વે સેન્ય ચાલ્યો જાયે, ત્યારે શાહાજી આવી પહોંચે જંપુદીપજ માંહે ૩૧૪

ત્યારે દેવ દાણવ નીશાન વજાવે સુર, ત્યારે અનેક નીશાન વજાવે રણતુર. ૩૧૫
તે સેન્ય ચાલતા ધરતી કંપે અપાર, દેવ ધમડાં ધોરી શીર થંભે ભાર. ૩૧૬
એ પશ્ચિમથી દળ આવે જાણ. ભરતખંડ જંપુદીપ ઉતમ નીરવાણ. ૩૧૭
જંપુદીપ ભરતખંડ કુંવારકા ક્ષેત્ર જાણ, ગુરૂજીના થાનક શાહાજી મારો કરે મેલાણ. ૩૧૮
જ્યારે જંપુદીપ માંહે શાહાજી દેશે પાય, ત્યારે ગુર ઇમામ શાહાનું રોજો સુવર્ણનો થાય. ૩૧૯
જ્યાં ગુર ઇમામ શાહા બેઠા છે આયે, ત્યાં સાચા મુનીવરોની બક્ષામણી થાયે. ૩૨૦
ત્યારે તખ્ત સીંહાશણ બેસે શાહે. ત્યારે ગુર ઇમામ શાહા સાથ વાત કરાયે. ૩૨૧
જે જંપુદીપ માંહે શાહાજી વજડાવે તુર, બાકી બીજા નગર સર્વે ચુરાચુર. ૩૨૨
ત્યારે સર્વે રખીસર ઉભા સાહેબજીકે શરણે આય, ત્યારે શાહાના દળ વચ્ચે નદી સરસ્વતી જાય. ૩૨૩
ત્યારે ગુરનરનું દળ એકઠો થાયે, ત્યાં દઇંત કાલીંગાનું દળ પહોંચે આહે. ૩૨૪
ત્યારે સેન્ય ચાલતા ધરતી વાજે ધમ ધમકાર, પાય દળનું તો અંત નહી પાર. ૩૨૫
ત્યારે દઇંત ચર્ષ્ટ કરતો આવે સહી, આસણપુરી અંત્રીક્ષથી આવે તહીં. ૩૨૬
તે આસણ પુરી ચાલશે આકાશ, એસા ચર્ષ્ટ દઇંત કરશે પ્રકાશ. ૩૨૭
તે દઇંત અન તણા તો પરબ નીપાવે, પાણી મંત્રીને ઘ્રત ઉપાવે. ૩૨૮
તે દઇંત વેળુ મંત્રીને ખાંડ નીપાવે સહી, તે કલ માંહે માઇ બાપ દેખાડે તહીં. ૩૨૯
તે કાઠના ઘોડાને ખવરાવે ખાણ, એવા ચર્ષ્ટ દઇંત કરતો આવે નીરવાણ. ૩૩૦
ત્યાં બે ઇમાની જીવ મળશે જાણ, ત્યાં ઉલટી નદી દઇંત વહેવરાવશે આણ. ૩૩૧
તે દઇંતને આવતા ન લાગે વાર, તે ચાલી આવે નદી સરસ્વતીને પાર. ૩૩૨
તે દઇંત પાણીના આરે ઉતરે જાય, તેનું અણગણીયો સેન્ય કાંઇ કહયો નવ જાય. ૩૩૩
તે સર્વે દળ યોદ્ધા ઉતર્યા છે આયે, તે દઇંતનું દળ કાંઇ ગણ્યો નવ જાયે. ૩૩૪
તેને ઓંહોતેર દીન આવતે થાયે, તે આવી ઉતરે તેણુ ઠાયે. ૩૩૫
તે દઇંત પાવરીઆને કોરે ઉતરશે આયે, તે દઇંતનું દળ કાંઇ કહયો નવ જાયે. ૩૩૬
તે દઇંતના દળ માંહે અન ન ખાય કોય, શાહાના દળ માંહે તો સોના મહોરે રોટી હોય. ૩૩૭
તે બે સેન્ય દ્રષ્ટો દ્રષ્ટ મળે, તે વચ્ચે મુની નારદ ચારા ચર્ષ્ટ કરે. ૩૩૮
તે દોએ દળને ઝુજવાયે, તે નહી રાખે મણા. ૩૩૯
ત્યાં આવે હડમત ધજા ધારી કરે કલોલ અપાર, તેની હાંક સુણી કંપે સંસાર. ૩૪૦
ત્યાં ચોશઠ લાખ જોગણીઉં શાહાને પુછે વીચાર, કહો તો શામી દઇંતના દળને સોંસી કરૂં સંઘાર. ૩૪૧

ત્યારે પુછે પવન શામી અમને રજા દીયો સહી, તો દઈતના દળને મારૂં ઉડાઈ. ૩૪૨
ત્યારે ભીમસેન બોલે શાહાજી અમે વીનતી કરૂં, તમે રજા દીયો તો અમે રણમા લડું. ૩૪૩
શામીજી કહો તો સ્વર્ગ મંડળ ફેરાવીને ધરણ ઉલટ કરૂં, કહો તો કાણા દજાલને લઈ તમ આગલ ધરૂં. ૩૪૪
ત્યારે શાહાજી બોલે ભીમશું સતજ ભાયે, તમે પાંચે પુત્ર મહા બળીઆ રાય. ૩૪૫
ત્યારે એસી વાત શાહાજી ભીમશું કરે સહી, ત્યારે સુરજા રાણી કમલા કુંવર આવે તંહી. ૩૪૬
જ્યાં શ્રી ગુરનર નારાયણ બેઠા એકઠા આહે, ત્યાં સુરજા રાણી કમલા કુંવર પ્રણામ કરીને લાગે પાયે. ૩૪૭
ત્યારે સુરજા રાણી કમલા કુંવર વીનતી કરે આપ, શામીજી અમારા પુર્વે જન્મના બક્ષો પાપ. ૩૪૮
એ શામીજી પુર્વ જન્મના પાપ અમારા ગયા, જ્યારે અમોને ગુરનરના ચર્ણના દર્શન થયા, ૩૪૯
શામીજી અમે અધમ માંહેથી ઉતમ થયા આજ, સર્વે દુઃખ દારીદ્ર ગયા ભાજ. ૩૫૦
ત્યાં હેત ધરીને શાહાજી બોલે વીખ્યાત, સુણો સુરજા રાણી કહુ એક વાત. ૩૫૧
આજ કલજુગમા દઈત કાલીંગો આય, હવે સગલી સંધ પોતી તમે એને મારો જાય. ૩૫૨
ત્યારે શાહાજીના દળ માંહેથી સુરજા રાણી કમલા કુંવર રજા લઈને નીસરે, તે દઈત કાલીંગાના દળમા જઇ સંચરે. ૩૫૩
જ્યારે દઈત આવતા દેખે પુત્ર ને નાર, ત્યારે દઈત કાલીંગો બોલે પુકાર. ૩૫૪
તમે શુણો કમલા કુંવર સતજ ભાય, તમે અહીં આવ્યા તે કારણ કાંય. ૩૫૫
તો અમો તમને સોંપ્યો ચીણબ નગરીનું રાજ, તે દેશ છોડી કેમ આવ્યા આજ. ૩૫૬
ત્યારે બોલે સુરજા રાણી કમલા કુંવર સતજ ભાયે, જે અભંગસું યુદ્ધ કાંઇ કર્યો નવ જાયે. ૩૫૭
એ દેવ ત્રણ બ્રહ્માંડનો સીરજણહાર સૃષ્ટિનો ધણી આહે, તે અભંગસું યુદ્ધ કેમ કરશો હો રાયે. ૩૫૮
એ દેવે શ્રી મચ્છ રૂપે વેદ વાર્યા સંહી, ત્યારે સંખાશ્રર દઈતનુ મુસ્તક મરોડયું તહીં. ૩૫૯
એ દેવે કોરભ રૂપે દઈત મધુકીટક સંઘારી ધરી, ત્યારે ત્યાં ચઉદ રતન કાહયા શ્રી હરી. ૩૬૦
એ દેવે વારાહ રૂપે ધર્યો કેવળાશ, તે દેવે પૃથ્વી દાઢ ઉપર રાખી અવીનાશ. ૩૬૧
એ દેવે વામનો હરણાકંસ હણ્યો, શ્રી વામન રૂપે રાજા બળીને છળ્યો. ૩૬૨

એ દેવે ફરશીરામ રૂપે સહસ્રા અર્જુનને કષ્ટ પાંજરે દીધો, શ્રી રામ રૂપે દશ મુસ્તકનો રાવણ છેદયો. ૩૬૩
ત્યારે શ્રી રામે રાવણ માર્યો પરીવાર સમેત, ત્યારે ભગત વિભીક્ષણને રાજ સોંપ્યો મન આણી હેત. ૩૬૪
એ દેવે કાન રૂપે બહુ ચરીત્ર કર્યા, ચઉદ ભવન તે મુખ માંહે ધર્યા. ૩૬૫
એ દેવે કંસ માર્યો તે કાનુડે અવતાર, ત્યારે યાદવ કુળનો કીધો સંગાર. ૩૬૬
એ દેવે શ્રી બુધ રૂપે દઈત દુર્યોધન હણી ધર્યા, તે પાંડવાને દ્વારે જઇ ઉભા રહ્યા. ૩૬૭
એ દેવ ભગત સખાયા સદા કીરપાળ, એ દેવ ધરણીધર છે દીન દયાળ. ૩૬૮
તે દેવ આજ કલજુગમા દશમું નકલંકી અભંગ અવતાર, તે તું આજ ભરથાર કેમ ન ચેતે ગેમાર. ૩૬૯
ત્યારે દેવના દશ અવતારના ગુણ રાણીએ કહ્યા છે આહે, ત્યારે દઇંત કાલીંગાના મનમા ક્રોધ ન માંયે. ૩૭૦
હાંરે રાણી તું અન પાણી ખાયે અમારો અને વખાણે શ્રી હરી, તે તું અમ ઘર નાર કેસી સ્રી. ૩૭૧
એ રાણી તું જેના સેવે છે પાયે, તે અભંગને હું મારૂં ઉઠાયે. ૩૭૨
જેનું તું સ્મરણ કરે છે રાત ને દીવશ, તે અભંગને હું કાપી લાવું શીશ. ૩૭૩
હવે તેનું સૈન્ય મારી દેખાડું સહિ, તો દઇંત કાલીંગો મહા બળવંત તંહી. ૩૭૪
ત્યારે બોલ્યા સુરજા રાણી કોપ્યા તત્કાર, હાથે દંડા રાણી લીધો સંભાર. ૩૭૫
તે જન્મ મધે સતીના મુખમા માર ન નીસર્યો, ત્યારે દંડા લઇને દઈતના ગરદન માથે ધર્યો. ૩૭૬
જ્યારે તે સતીના મુખ માંહેથી મારજ નીસરે, ત્યારે દઈતનું મુસ્તક ધરણીએ તુટી પડે. ૩૭૭
ત્યારે સર્વે સેન્યમા પડી પુકાર, જે સુરજા રાણીએ માર્યો પોતાનો ભરથાર. ૩૭૮
ત્યારે સર્વે યોદ્ધા ઉઠયા મહા રીશજ કરી, હવે એનું સેન્ય મારૂં કીયાં જાય શ્રી હરી. ૩૭૯
એ રાણી તમે શા માટે માર્યો પોતાનો ભરથાર, તે અભંગનું શીશ કાટી લાવું તત્કાર. ૩૮૦
ત્યારે હલ હલકાર બે દળ માંહે હોય, રણ ક્ષેત્ર શામ સામા આવી જોય. ૩૮૧
જેમ પ્રભાતે ઉગ્યા સુર, તેમ સામ સામા નીશાન વજાવે રણતુર. ૩૮૨
તે દાયે દળમા યોદ્ધા ઉપર જેમ ભણે ચાર, તે દાયે દળમા એક ન આવે હાર. ૩૮૩
તે દઈત મલકેશ્વરસું લડે ભીમ જો રાયે, તે મારે ગદાને ફાડે પ્રાણ આયે. ૩૮૪
તે ગજકેશ્વર દઈતસું લડે નકુળ રાય, તેના બળનું અંત પાર ન પાય. ૩૮૫

જે રણુકેશ્વર દઈંતસું લડે ભુત પિશાચ, તે લડે યોદ્ધા ન બોલે વાચ. ૩૮૬
તે દઈંત ગજકેશ્વર મહા બળવંત, તાસું લડે વીર હડમત. ૩૮૭
તે હડમત વીર પર્વત લેશે ઉઠાયે, તે દઈંત ગજકેશ્વરના રથ માથે દેશે ધાયે. ૩૮૮
તે દઈંત આવતા પર્વત લેશે શંભાર, તે કટકા વચ્ચેથી કરશે નીરધાર. ૩૮૯
તે હડમત વીર પર્વત લેશે ઉઠાય, તે દઈંત ગજકેશ્વરને મારે સાયે. ૩૯૦
તે મહા યોદ્ધા ક્રોધ કરીને મારે જેહ, તે દઇંત ગજકેશ્વરસું યુદ્ધ કરે તેહ. ૩૯૧
ત્યાં લડે બીજા યોદ્ધા ઉતર ભણી ચાર, તે દોયે દળમા એક ન આવે હારં. ૩૯૨
તેને કેડે છુરી કટારી જેમ ફાસ, ત્યાં વરસે તીરને પડે રણુ ત્રાસ. ૩૯૩
તે યોદ્ધા ગાજે ગરજે લડે અપાર, ત્યાં દોયે દળમા એક ન આવે હાર. ૩૯૪
ત્યાં હસી કરી શાહાજી બોલે કીરતાર, ત્યાં ખડંગ ત્રોધારો શાહાજી લેશે સંભાર. ૩૯૫
ત્યારે ખાડું મન વીચારી લીધું યાદવ રાયે, તે દઈંતનું દળ મારે તેણુ ઠાયે. ૩૯૬
ત્યારે નદી સરસ્વતી દઇંતના રકતે પુરજો વહે, ત્યારે રકતે ચાલ્યો એમ સહુ કોઈ કહે. ૩૯૭
તે ચાર જુગની સંધ લંગતે નદી સરસ્વતી પુર વીના એમજ રહી, તે દઇંત કાલીંગાના રકતેથી પુરેજ વહી. ૩૯૮
તે દેવ લડે સર્વે શાહાજીને હેત, ત્યારે દઈંત કાલીંગાનું સેન્ય માર્યો રણુક્ષેત્ર. ૩૯૯
ત્યારે શાહાનું સેન્ય ચાલ્યો સર્વે એકઠો આયે, ત્યારે દઈંતનું શીર ખુરીએ ચડાવ્યો જાયે. ૪૦૦
એ દુલ દુલ ઘોડાની ખુરીએ દઇંતનું શીર ચડાયે, તે લઇ નાખે ચીણુ નગરી માંહે. ૪૦૧
તે ચીણુ મહા ચીણ દઇંતનું નગર સોયે, તે નગર પાણી માહે શાહા ડુબાવરો સોયે. ૪૦૨
ત્યારે સર્વે દાણુવ મારી નિર્વંશજ કરે, ત્યારે કમલા કુંવર શીર ભરણુજ ભરે. ૪૦૩
ભગતને શીર ભરણુ ભરાવી શાહાજી મારો બોલે વાણુ, ત્યારે અજરાઇલ ફીરસ્તાને દેશે ફુરમાન. ૪૦૪
જે નવખંડમા ચોરાશી લાખ જીવા જોડ છે જાત, તે સર્વેના રૂહ કબઝ કરી રાખો તમારે હાથ. ૪૦૫
તે સર્વે જીવ અઝરાઇલ કબજ કરે, ત્યારે શાહા પાસે આવી સંચરે. ૪૦૬
હુવે શામીજી તમે ફુરમાન દીયો તે અમે કરૂં, શ્રી પ્રીત સાહે જીવ કબજ કરી તમ આગલ ધરૂં. ૪૦૭
ત્યારે શાહાજી બોલ્યા સતજ ભાયે, તમે સહુના જીવ કબજ કરજો જાયે. ૪૦૮
ત્યારે શાહાજીના ફુરમાને ફીરસ્તો અઝરાઇલ એમજ કેરે, નવખંડ માંહે જે જેના પ્રાણુ તે લઇને ધરે. ૪૦૯

ત્યારે અસરાફીલ ફીરસ્તો સુર દેશે આયે, ત્યારે જે સતપંથી હશે તે અખંડ ઉઠી બેઠા થાયે. ૪૧૦
મુંનીવરભાઇ જેણે સતપંથ સીરેવ્યા સાચસું સાર, તેને મહાદન નહી લુપે લગાર. ૪૧૧
ત્યારેં પછે શાહાજી સૃષ્ટિ સંજોગ રચના કરાય, ત્યારે સર્વે રખીયાને શાહા પુરો રાજ કરાય. ૪૧૨
ત્યારે શાહાજી મહેલે બેશશે સહી, ત્યારે ગુર નબી મહમદ મુસ્તફા શાહા પાસે વજીર થાયશે તહીં. ૪૧૩
ત્યારે ત્રણ બ્રહ્માંડનું રાજ કરાવે વીર, ત્યારે સર્વે રખીઆને રાજ કરાવે સુધીર. ૪૧૪
જે આદ દેવ અનત કરોડીઉં નીપના આહે, તે સર્વે રખીઆને શાહા રાજ કરાયે. ૪૧૫
ત્યારે લોઢી અમરાપુરીના મહેલ વખાણ્યા નવ જાય, તે ક્ષણ એકમા ગુરનર રચના કરાવી શાયે. ૪૧૬
ત્યાં કંકુના ગારા સોના રૂપાની ઈંટ, ત્યાં બહોત અનોપમ ઉઠાડી ભીંત. ૪૧૭
તે દીસે ઉંચા મહેલ અનોપમ સાર, ત્યાં સુવર્ણ કડા બહુ શોભીતા અપાર. ૪૧૮
તેના કમાડ બાર સાંખ કહ્યા નવ જાયે. તેને બહુ રત્ન હીરા જડયા માંહે. ૪૧૯
ત્યાં મોતી અમુલખ પલંગે ઝળકે તત્ક્ષણા, ત્યાં એસા પલંગ બીછાવ્યા છે ઘણા. ૪૨૦
ત્યાં કંકુની રેતી સર્વે મુનીવરને ઘેર દ્વાર, ત્યાં બાળક નાના લેખે અપાર. ૪૨૧
સર્વે મુનીવરોને વસ્ત્ર મન ગમતા જાણ, તેની શોભા અનોપમ શું કરૂં વખાણ. ૪૨૨
તે મુનીવરને વાઘા સુવર્ણની જાત, તેને પેરણ ઈજાર બહુ રંગી ભાત. ૪૨૩
તેને સુવર્ણ મોજડી પેરણ પાયે, તેના કેડનો પટકો કાંઈ કહ્યો નવ જાય. ૪૨૪
તેને સુવર્ણ પાઘડી બાંધી સાર, તેને ઓઢણી પાંબડી સુવર્ણની જણકાર. ૪૨૫
તે સર્વે મુનીવરને વાઘો છુટેક બંદ, તે મુનીવર રાજ બેસે જેવા પુનમ ચંદ. ૪૨૬
તે મુનીવર દેવ પહેરે એવા શણગાર, તે મુનીવર એકને ઘરે સતીઉં પચાશ નાર. ૪૨૭
તે રૂપવંતીઉં દીસે સર્વે નાર, તે પહેરે આભુષણ ને શોળ શણગાર. ૪૨૮
તે સતીઉં પહેરે કાંચળી શીઘોણી ભાત, તે પહેરે પટોરી નવરંગી જાત. ૪૨૯
તે પહેરે ચહા રત્ન જડીત્ર સાલ, પાંચ હીરા રત્ન માંહે ઝળકે લાલ. ૪૩૦
તેના ઓઢણી ચીર અનોપમ સારે, પગના નેવર વાજે ઝમ ઝમકાર. ૪૩૧
તે સર્વે સતીઉં કરે એવા શણગાર, તે સર્વે મુનીવરને ઘરે સતવંતીયું નાર. ૪૩૨
તે સર્વે મુનીવરને મન વાંછીંત ફલ હોય, તે મન વાંછીંતા ફલ ખાય સબ કોય. ૪૩૩
ત્યાં ધુપ ટાઢ મોમનને નહી હોય, જેને જેવા ભાવે તેવા ખાયે સોય. ૪૩૪
ત્યાં રાત્રે કસ્તુરીના વાહાજ વાયે, ત્યાં દીવચે અંબર જરાવે શાહ. ૪૩૫
તે મુનીવર એસા સુખ ભોગવશે સહી, ત્યાં લીલા લાદ કરશે તહીં. ૪૩૬

તે પાછળ ઘોડા ફરે તુખાર, તે મુનીવરભાઈ સુખ પામશે અપાર. ૪૩૭
જેણે પંજ શુ વાર્યા મન, જેણે મુનીવરે સતપંથ પુરા સીરેવ્યા જન. ૪૩૮
તે રખીસરોને શાહા એવા રાજ કરાવે બળવંત, સવા લાખ વરસ લગી
રાજ કરાવે નવ ખંડ. ૪૩૯
જ્યારે નવખંડમા રાજ રખીઆનું હોવે સાર, ત્યારે શાહાજી પરણે વિધે
કુંવારી નાર. ૪૪૦
ત્યારે ગુરનર તખ્તે બેશે શાહાનું નુર, જેમ સહસ્ર કલાસું ઉગ્યા સુર. ૪૪૧
ત્યાં પુરો રાજ કરાવે શાહા સતીઉંને જેહ, જે નીત નીત હાલ ગુજારે દશોંદ
શુક્રીત પુરી દેહ. ૪૪૨
જે મુનીવર નીત નીત અમી પીવે હાલ ગુજારે તત્ક્ષણા, તે મુનીવર સુખ
ભોગવશે ઘણા. ૪૪૩
જે પુરી દસોંદ ન આલે ધર્મશાળામા જતા આળશ કરે, તે પાયે દળમા
પીયાદો થઈને ફરે. ૪૪૪
જે અહીં દસોંદ શુક્રીત નવ કરે અને આળસુ અપાર; તે ત્યાં કાઠીયું ઘાસ
વેચે માથે બેસે ભાર. ૪૪૫
જે ખરા દસોંદી મુનીવર આજ, તે સહી અમરાપુરીમા કરશે રાજ. ૪૪૬
ગુર કહે જેણે સતપંથ પુરો કમાવ્યો આજ, તે મોમન સહી ત્યા કરશે રાજ. ૪૪૭
જે દુનીઆ માંહે સત ધર્મની નીંદા કરે, તે તેણે દીન માથું કુટીને મરે. ૪૪૮
જે રખીસરોનું રાજ દુનીઆ નજરે દેખે તત્ક્ષણા, તે છાતી કુટી મરશે ઘણા. ૪૪૯
જેણે અહીં પથ્થરની પુજા કરી છે આયે, તે તો ત્યાં બહુ પાખંડમા જાયે. ૪૫૦
જે કોઈ દુનીઆ માંહે બહુ પત્થર પુજ્યા આયે, તે તેણે દીન તેસા ફલ પાયે. ૪૫૧
જે કોઈ અહીં જેસા બીજ બોયશે જાણ, તે તેસા ફલ પાવે નીરવાણ. ૪૫૨
જે કોઈ અહીં જુઠા પત્થર પાથરીઆની પુજા કરે, તે તેણે દીન છાતી
ઉપર લઈને ફરે. ૪૫૩
જે કોઈ પાણી પત્થરની જાત્રા તીર્થે જાય જાણ, તેને તેણે દીન સવા પહોર
લગી પાણીમા શાહા ડુબાવશે નીરવાણ. ૪૫૪
જે કોઈ અહીં બ્રાહ્મણ જોગી શીવડા છ દર્શનના ગુરની પુજા કરે, તે તેણે
દીન નીત નીત સવા પોર લગી કાંધે લઈને ફરે. ૪૫૫
જે કોઈ ગાય પીપળાની પુજા કરશે જાણ, તે તેણે દીન નીત નીત સવા
પહોર લગી કાંધે લેશે નીરવાણ. ૪૫૬
જે કોઈ વ્રત વરકુલીઆ ઉપવાસ કરે, તે તેણે દીન દેહી દુઃખી પામશે પણ
કાઠીયું ઘાસ વેચીને ભુખે મરે. ૪૫૭
જે સર્વે દુનીઆ બીજાં દેવની જપ તપ પુજા કરે સાર, તેને શાન્યા અજા-
ઝીલના હાથે દેશે નીરધાર. ૪૫૮

જે કલજુગમા બ્રાહ્મણ જોગીને જમાડે જાણ, તેને અહીંનું ધર્મ અહીં આપે સહી નીરવાણ. ૪૫૯
તે સર્વે લોક અહીંની કમાઇ અહીં ખાઇ રહ્યા, તે નીદાન વડ વેળાએ ઠાલે હાથે હરી પાસે ગયા. ૪૬૦
જે કોઇ અહીં જેરશી પુજા કરે, તે તેણે દીન સવા પહોર કાંધે લઇને ફરે. ૪૬૧
જે વણુવેશમા અદલ દાન કરશે જાણ, જેણે અહીં જેરશી પુજા કરી હશે તે તેણે દીન તેસા ફલ પામે નીરવાણ. ૪૬૨
જે સતપંથ ધીયાવશે ગુર મુખ જાય, જે અહીં દશમા અવતારના પુજશે પાય. ૪૬૩
જે પુરો પાળે સતપંથ જ્યાં ન જાણે કોય, તે પ્રાણીને સહી અમરાપુરી હોય. ૪૬૪
ત્યારે સવા લાખ વરસ લગી રખીઆને રાજ કરાવે શાહે, પછે ફેરાવીને સૃષ્ટિને સંહારી ધરાયે. ૪૬૫
તે સર્વે સૃષ્ટિને સંહારી સંસાર સપટ કરાયે, નવ પ્રોણી ગાજે દેવ મુશળને ધારે મેગ વરસાયે. ૪૬૬
ત્યારે અસરાફીલ સુર દેશે આહે, ત્યારે સર્વે પ્રાણી અખંડ ઉઠી બેઠા થાયે; ત્યારે સર્વે ગુન્હેગાર દુનીઆને દોજખે ચાલવા જાયે, ત્યારે આરબી રૂપ કરીને બેશશે શાહે. ૪૬૭
ત્યારે આશમાન નવ નેજા ઉપર આવે સુધીર, ત્યારે સહસ્ત્ર કલાસું ઉગશે સુર. ૪૬૮
ત્યારે અગનની ઝાળ પડશે ધરતી ઉપર આહે, ત્યારે ત્રાંબા વરણી તે ધરતી થાહે. ૪૬૯
તે વેળાએ શામી મારો એસો કરે, જે મેગા દમર છત્ર શામી મારો ધરતી ઉપર ધરે. ૪૭૦
ત્યારે આરબી રૂપ શાહાનું કહ્યો ન જાવે જાણ, ત્યારે શાહાજી કેની અરજ મોર નહી માને ફરમાન. ૪૭૧
ત્યારે સહસ્ત્ર મણની એરણ જાણ, ત્યારે સહસ્ત્ર મણનું ઉપર ધણ પ્રમાણ. ૪૭૨
જે મુનીવર અહીં માલ બીજાનું ખાયે, નહી હાલ ગુજારે નહી ગત માંહે જાયે. ૪૭૩
તેને માથે ગુનાહ રહેશે તત્‌ક્ષણા, તેને ઘણુકેરી માર દેવરાવશે ઘણા. ૪૭૪
ત્યારે તીલ તીલનું લેખો શાહા મારો પુછશે સહી શાહે, જે જેના કાગળ હશે તે તેના હાથે દેસે તાહે. ૪૭૫
તે અઉંઠ કરોડ રોમ શાહે એના કર્તવ્ય જોયે,; તે ત્યાં તેની ગવાહી પુરાવશે સોયે. ૪૭૬
તેતો અઉંઠ કરોડ રોમ લોહના થઇ, જે જુઠો બોલે તેના અંગે પાછો ફરી ખુંચે સહી. ૪૭૭
તે ઉપર દેશે અગનની જાર, અને ધરતીને જાણે નીર વહેશે લોહી નેત્રની ધાર. ૪૭૮
ત્યાં ઉંધે મુસ્તક જીવને અગન ધગ ધગાયે, તેના માથાના ભેજા તે કાને નીશરી જાયે. ૪૭૯

તે રોશે ગુનેગાર કરશે બહુ શોર, જેણે ગુનાહ નહી બક્ષાવ્યા તે ત્યાં થાશે ચોર. ૪૮૦
ત્યાં શાહાજી આરબી રૂપે નઝર ફેરાયે, ત્યાં ગુર બ્રહ્માની મેર ન માને શાહે. ૪૮૧
ત્યાં નહી વૃક્ષ નહી વાસ છાયા સાર, ત્યાં નહી અન પાણી તેણે ઠાર. ૪૮૨
ત્યારે ત્યાં નહી બાપ માઇ બંધવ વીર, આપ આપણા કર્તવ્ય ભોગવે શરીર. ૪૮૩
ત્યાં નહી સ્ત્રી પુરૂષ એકલો આપ, તે આપ આપણા કર્તવ્ય ભોગવશે પાપ. ૪૮૪
ત્યાં રોવે ગુનેગાર બુંબજો દેહ, અગનની ઝાળે બહુ દાજે તેની દેહ. ૪૮૫
ત્યાં બળી દેહ સર્વે ખાક હોઇ જાયે, ફરી પાવળ છંટાવી બેઠી કરાવે શાહે. ૪૮૬
એવી સો વાર એક દેહી ભાંગે ઘડે જાણ, ત્યારે એક ગુનાહ શાહા મહાદનમા ઉતારે નીરવાણ. ૪૮૭
ત્યાં એસી તરે શાહાજી ગુનાહ મહાદનમા ઉતારે તત્ક્ષણા આયે, ત્યારે પચાશ હજાર વર્ષનું એક દીન કરશે શાહે. ૪૮૮
ત્યારે પચાશ હજાર વર્ષનું રોજ કીયામત કાંઇ કહ્યો નવ જાય, જેમ વાઘે ઝાલી છે ગાય. ૪૮૯
ત્યાં એવો જીવનો હિસાબ મહાદનમા થાયે, તેમાં સાચા મુનીવર હશે તે ઉતરી અમરાપુરી માંહે જાયે. ૪૯૦
પણ ગુન્હેગાર હશે તે નહી ઉતરશે દુજી વાર, જે સાચા મુનીવર હશે તે પહોતા બહેસ્ત મીંજાર. ૪૯૧
એ સતગુરે બહેસ્તની વાટે મુનીવર ચલાવ્યા સાર, તે જઇ પોતા વઇકુંઠ મીંજાર. ૪૯૨
જે અદલના કોલ પુર્ણ કરે, તે મુનીવર જઇ વઇકુંઠ માંહે સંચરે. ૪૯૩
તે મુનીવરને ગુરનર બહેસ્તમા લેશે બોલાયે, ત્યારે મુનીવરના મનમા હર્ષ ન માયે. ૪૯૪
તે મુનીવર દેખે બહેસ્ત અનોપમ સાર, તે સુવર્ણ કળા ઝળકે અપાર. ૪૯૫
તે મુનીવરના મંદીર કસ્તુરીના ગારા સોના રૂપાની ઇંટ શોભીત, ત્યાં બહુ ગુરનરે ઉઠાડી છે ભીંત. ૪૯૬
તેના કમાડ બાર સાખ સુવર્ણના ઘડયા, તેને રત્ન પદાર્થ હીરા માણક જડયા. ૪૯૭
ત્યાં સુવર્ણ મહેલ ઝળકે તેજ અપાર, ત્યાં સહસ્ર સુરજ તેણે ઘરબાર. ૪૯૮
એક એક મોમનના મંદીર સોનાના ઘડયા, એક એક મંદીરને હીરા માણક આંગણે જડયા. ૪૯૯
એક એક મોમનના મંદીરને મોતી જડયા આયે, તે મોમનનું રૂપ કાંઇ વખાણ્યો નવ જાયે. ૫૦૦
એ મંદીર પર દીસે સાત ખંડ કળા ભરપુર, જેસો સહસ્ર કળાસું ઉગ્યો સુર. ૫૦૧
ત્યાં સત રંગી પલંગ મુકયા બીછાયે, હીરા રત્ન જડીત્ર હીંડોળા ખાટ આહે. ૫૦૨
તે મુનીવરો એસા સુખ ભોગવશે સાર, ત્યાં સુરજા રંગનીઉં નાર સહસ્ર હજાર. ૫૦૩

ત્યાં ચંદ્રવર્ણીઉં નાર સહસ્ર હજાર, ત્યાં ચાર ચાર દેવ કન્યા નાર. ૫૦૪
જે કલજુગની અર્ધાં અંગની ધણી સાથે ધર્મ કમાયે, તે સહુના ઉપર પટરાણી થાયે. ૫૦૫
તે મુનીવરને ઘરે સર્વે સતવંતી નાર, તેને પાંચશો પુત્ર નુરાની એલે ઘરને બાર. ૫૦૬
તે રત્ન જડીત્ર જીંડુડે અપાર, હાથમા ગેંડી સુવર્ણની અનુપમ સાર. ૫૦૭
તે સર્વે મુનીવરની દેહી નુરાની હોય, તે દેવ નુરાની વસ્ત્ર પહેરે સબ કોય. ૫૦૮
એવી રચના ગુરનરે બહેસ્તમા રચાવી સહી, ત્યાં સાત સરોવર ગુરનરે અમીના ભર્યા છે તહીં. ૫૦૯
તે સરોવરની સુવર્ણની ઈંટ કસ્તુરીના ગારે બાંધી પાર. તેને માણક મોતી હેવે જડયા છે અપાર. ૫૧૦
તે સરોવરમા માણક મોતીની વેળુ ઘણી, તે સાત સરોવરમા અમૃત ભરીયા છે ઘણી. ૫૧૧
એ સરોવરની સામે પારે એક મહા કલ્પ વૃક્ષ છેહ, તે ગુરનર નીપાવ્યો તે સગળી અમરાપુરી છાંહી રહ્યો તેહ. ૫૧૨
તે સરોવરની પારે ગુરનર વૃક્ષ નીપાવ્યો આહે, તે બહુ ઘેરી રહયો કાંઇ કાંઇ કહ્યું નવ જાય. ૫૧૩
તે અનંત પંખી પોપટ રંગે રમે મળે જ્યાં, તેણુ વૃક્ષે બેસી કલોલ કરે છે ત્યાં. ૫૧૪
એ સર્વે બહેસ્તની રચના ગુરનર કહી તે કહી નવ જાય, તે ઘરે રત્ન પદાર્થ ગુરનર જડયા ત્યાંયે. ૫૧૫
જે છે ચાંદા સુરજ જુગ માંહે સાર, એવા અનત શાહાજીએ જડયા અપાર. ૫૧૬
તો મુનીવરભાઇ અમરાપુરીમા વાસો તમારો, ઉપર કલ્પ વૃક્ષની છાંએ;
સવા ભારનું અહાર ભોગવશો, મુનીવરો મન વાંછીંતા ફ્લ ખાયે. ૫૧૭
તો મુનીવરભાઇ ભાઇ જે સાચો સતપંથ પુરો કમાવશે, અને સાચો ઇમાન રાખશે આહે;
તેના એકોતેર માઇના પુરીયા, એકોતેર બાપના પુરીઆ, સાત પુરી સાસરાની તે લઇને અમરાપુરી માંહે જાયે. ૫૧૮
ત્યાં એવું બહેસ્તમા સુખ ભોગવશો સાર, ત્યાં વારોવાર પામશો શાહનું દીદાર. ૫૧૯
તો મુનીવરભાઇ પ્રથમ આઠ લાખ કરણુ શામીજીએ સીરજ્યા, તે સતગુરજીને ફરમાન;
તે સામીજીના મન માંહેથી અનત કરોડી જીવ ઉધર્યા, તેણે શામીજીસું રાખ્યું અવીચલ ધયાન. ૫૨૦
જે મુનીવર જખ મેગ કીનર સરજ્યા, દેવ તેત્રીસ અનંત કરોડ;
એટલા સર્વે જીવ ઉધર્યા, તે સતગુરના ફરમાન. ૫૨૧

એ ગુરનો અથર વેદ પ્રમાણ, તે અથર વેદનું કહ્યું કરશો જાણ. ૫૨૨
એસો વચન દેવે આગળ ભાંખ્યા સાચ, એવી ગુર ઇમામશાહ બોલ્યા વાચ. ૫૨૩
એવા ગુર ઇમામશાહા દશમું અવતાર ભાંખ્યા વેદ, દશમા અવતારની દસ્તુરી સહી પાળશે તેના પાતક જાયશે છેદ. ૫૨૪
જે કોઇ દશમા અવતારની દસ્તુરી પ્રમાણે ચાલશે નરને નાર, તેને આવા ગમણ નહીરે સંસાર. ૫૨૫
જે કોઇ એક મન નારાયણ દેવનું દશમું અવતાર ભણેને સાંભળે સાર, તે ભગતની નર નારાયણ કરે સાર તેને મહાદન નહી લુપે લગાર. ૫૨૬
જે કોઇ મુનીવર દશમા અવતારનું હરફે હરફે પુરો પાળશે જોય, તેને એક એક હરફના કરોડ કરોડ હસ્તી આપ્યાનું ફળ હોય. ૫૨૭
ત્યારે દશમું રૂપ ત્યાં નકલંકી નારાયણ રૂપ સાર, ત્યાં દેવે ધર્યો શ્રી મોલા મુરતઝાઅલીનો અવતાર. ૫૨૮
ત્યારે દેવ દઇત કાલીંગાને મારશે જેણીવાર, પછે સંસારમા પ્રગટ થાયશે મોરાર. ૫૨૯
ત્યારે દશમે કાલીંગાને મારશે નીરધાર, તે દેવે બાર કરોડસું પીર સદરદીનને તારીઆ સાર. ૫૩૦
જ્યારે સંસારમા પ્રગટ થાશે દેવ મુરાર, ત્યારે સંસાર સર્વે ઓળખશે સહી નીરધાર. ૫૩૧
ત્યારે શ્રી દશ માંહે શાહા મોલા મુરતઝાઅલી રૂપે નામ ભણાવ્યા સહી જાણ, ત્યારે અનંત કરોડસું પીર હશન કબીરદીનને તારશે નીરવાણ. ૫૩૨
શાહા મોલા મુરતઝાઅલીની માતા તો બીબી જલેખા કહીએ, અને પીતા તો હાશમી અબુતાલબ કહીએ. ૫૩૩
ત્યારે ગુર તો નબી મહમદ મુસ્તફા સલલ્લાહ અલેહી વ સલમ જાણ, અને સખ્તી તો માતા બીબી ફાતમા પ્રમાણ. ૫૩૪
ત્યારે સ્વસ્થાન તો કહેકપુર નગરી જાણ, અને ક્ષેત્ર તો સીતપુર કુવારકા નગરી પ્રમાણ. ૫૩૫
ત્યારે નર દારસે દાણવ દઇત કાલીંગો ઉણીયાચારી જાણ, બાર કરોડસું પીર સદરદીન ઉધર્યા નીરવાણ. ૫૩૬
ત્યારે ચાર લાખને બત્રીસ સહસ્ર શાહા મોલા મુરતજાઅલી રૂપે જાણ, ત્યારે અથર વેદ હુઆ પ્રમાણ. ૫૩૭
ચાર લાખને બત્રીસ સહસ્ર કલજુગનું પ્રમાણ જાણ, બાર કરોડસું પીર સદરદીન અમરાપુરીમા પહોતા નીરવાણ. ૫૩૮

તેણે તો ગુપ્ત પંથ આરાધ્યા જાણ, તેણે તો સહી અમરાપુરીનો વાસો પામ્યા નીરવાણ. ૫૩૯

ત્યારે શ્રી નકલંકીનો દશમો અવતાર સંપુર્ણ થયો સહી, એવી ગુર બ્રહ્માજીએ વાણી કહી. ૫૪૦

અહીંથી શ્રી નારાયણ દેવના દશમા અવતારની કસ્તુરી સંપુર્ણ સાચ, એવી ગુર હશનશાહા સુત પીર ઈમામશાહા બોલ્યા વાચ. ૫૪૧



